# પ્રસ્તાવના

કોણ કહે છે કે દુનિયામાં દુઃખ નથી? દુનિયામાં દુઃખ જ્યાં ત્યાં ફેલાયેલું છે. પણ જીવન આખું દુઃખથી ભરેલું છે એમ કહેવું જીવન પ્રત્યે અન્યાય કરવા જેવું છે. દુનિયામાં સુખ પણ છે અને દુઃખ પણ છે. એમાં ખાસ જાણવા જેવી વસ્તુ એ છે કે કેટલાંક સુખ, સુખકર હોવા છતાં ઇચ્છવા જેવાં હોતાં નથી. એ તો ટાળવાં જ સારાં, કેમ કે અમુક સુખ માણસને ઉતારનારું, પાડનારું અને હીન બનાવનારું હોય છે. જે સુખ પ્રારંભમાં એટલે કે ભોગવતી વખતે અમૃત જેવું લાગે છે પણ પરિણામે ઝેર જેવું હોય છે એવા સુખને ગીતાએ ટાળવા જેવું ગણ્યું છે. એના કરતાં પણ ઊતરતું સુખ ગીતાએ વર્ણવ્યું છે. સાર એ છે કે બધાં સુખ ઇચ્છવા જેવાં નથી હોતાં.

આ જ નિયમ દુઃખને પણ લાગુ થવો જોઈએ. કેટલાંક દુઃખ ખરેખર ટાળવા જેવાં જ હોય છે. એવાં દુઃખ ટાળવાનો પૂરો પ્રયત્ન કરીએ. કેટલાંક દુઃખ ટાળવા જેવાં હોવા છતાં ટળાતાં નથી. એવાં દુઃખ બહાદુરીથી સહન કર્યે જ છૂટકો. આવું દુઃખ આવી પડે ત્યારે ડાહ્યો માણસ કહે છે કે આવા અનિષ્ટ પણ અપરિહાર્ય દુઃખ વખતે રોવા ન બેસતાં એમાંથી પણ જે કાંઈ લાભ મેળવી શકાતો હોય તે મેળવવાનો પ્રયત્ન કરીએ. ડાહ્યા લોકોએ ન ટળાય એવાં છ દુઃખો વર્ણવ્યાં છે—જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, અપ્રિયની પ્રાપ્તિ અને પ્રિયનો વિયોગ; આ તો સ્થૂળ ગણના છે. ગણનાનો સ્વીકાર કરવો જ જોઈએ એમ નથી.

કેટલાંક દુઃખ, દુઃખ હોવા છતાં લાભદાયી હોઈ સ્વીકારવા જેવ હોય છે. એવાં દુઃખ ટાળવાનો પ્રયત્ન હાનિકારક થવાનો સંભવ હોય છે. કેટલાંક દુઃખ આપણા જીવનમાં દાખલ થવાં એટલા માટે આપણે જીવનસ્વામી પ્રત્યે કૃતજ્ઞ થવું ઘટે છે. આવાં દુઃખો ક્યાં એનું માણસે ઊંડું ચિંતન કરવું જોઈએ.

આમ જે દષ્ટિ સુખદુઃખ વિષે યોગ્ય છે તેજ મૃત્યુ વિષે પણ સાચી છે. મૃત્યુમાત્રની બીક રાખવી માણસને માટે યોગ્ય નથી. કોઈ સારા માણસનું મૃત્યુ થાય તો આપણને દુઃખ થાય છે. 'એ સજ્જનનાં હવે દર્શન થવાનાં નથી, એનો સહવાસ નહિ મળે, એની કીમતી સેવા કાયમને માટે આપણે ખોઈ બેઠા' એ જાતનું દુઃખ જરૂર થવાનું. એવું દુઃખ થાય એ સ્વાભાવિક છે. પણ એટલા પરથી આપણે અનુમાન ન બાંધીએ કે એ માણસ મરી ગયા એ ખોટું જ થયું. ખોટું થયું કે નહિ એ સ્વતંત્ર વસ્તુ છે. પરિસ્થિતિ પરત્વે એ નક્કી થવાનું છે. અને છેલ્લે વિચાર કરવાનો હોય છે કે જે મરણ કોઈને માટે ટળ્યું નથી, જે અનિવાર્ય છે તેનો શોક ક્યાં સુધી કરીશું ! શોક સ્વાભાવિક હોય તો યે તે ઓસરી જવો જોઈએ કેમ કે શોક ચાલુ રાખવાથી કોઈની ઉન્નતિ થઈ નથી.

પણ આ ચોપડીમાં મેં સમજાવવાનો પ્રયત્ન કર્યો છે કે માણસ માને છે તેમ તમામ મૃત્યુ અનિષ્ટ નથી જ. મૃત્યુ એ ઈશ્વરની પ્રાણીઓ માટે ઉત્તમમાં ઉત્તમ ભેટ છે

કોઈ કોઈનું ખૂન કરે એને પણ ઉત્તમ મૃત્યુ ગણું એવો અર્થ કોઈ ન કરે. ખૂન કરનાર દુષ્ટ માણસ હોય, ખરાબ ઉદ્દેશથી ખૂન કરતો હોય, એ સજાને પાત્ર હોય, આપણે એવા ખૂનને પસંદ પણ ન કરીએ અને છતાં ખૂન થયા પછી આપણને લાગે કે આના કરતાં આ માણસને વધારે સારું મરણ આવી ન શકત.

૧

# મૃત્યુનું તર્પણ – ૧

સહુ કોઈ કહેવાનું કે મરણ સર્વથા અનિષ્ટ છે. પણ શું એ જવાબ સાચો છે? મનુષ્યને પોતાનું અને પોતાનાં આપ્તજનોનું મરણ ભલે અનિષ્ટ લાગતું હોય, પરંતુ તેને બીજા લોકોનું મરણ ખાસ કઠતું હોય એવું જણાતું નથી.

વ્યાપક દષ્ટિએ જોવામાં આવે તો, મનુષ્ય આહાર સારુ, શિકાર માટે અથવા મનોવિનોદ માટે જે પશુપક્ષીઓ મારે છે, તેનું મરણ તો એને ઇષ્ટ જ લાગતું હોય છે. જ્યારે આપણે કોઈ સડેલી ચીજ તડકે નાખીએ છીએ ત્યારે આપણે તેમાં જન્મેલાં જંતુઓનું મરણ જ ચાહીએ છીએ. જ્યારે આપણે પીવાનું પાણી ઉકાળીએ છીએ, ત્યારે આપણે તેમાં રહેનારાં અસંખ્ય જંતુઓનું મરણ જ ચાહીએ છીએ. ડૉક્ટર લોકો જ્યારે જંતુનાશક (ઍન્ટી-સેપ્ટિક) દવાઓનો ઉપયોગ કરે છે, ત્યારે તેઓ પાંચ-દશ અથવા સો-પચાસ નહિ, બલકે, કોટયવધિ જંતુઓનો સંહાર જ ઇચ્છતા હોય છે!

આ રીતે જોઈએ તો, આપણે ડગલે ને પગલે મરણ ચાહતા હોઈએ છીએ, મરણની સહાય લેતા હોઈએ છીએ અને મરણ માટે પૂરો મસાલો તૈયાર રાખતા હોઈએ છીએ.

હવે, મનુષ્ય-મનુષ્ય વચ્ચેના વ્યવહારનો વિચાર કરીએ. આજકાલનાં મહાયુદ્ધોમાં શું ચાલી રહ્યું છે? જર્મન લોકો લંડનવાસીઓનો સંહાર કરવા ઇચ્છે છે અને બ્રિટિશ બૉમ્બર જર્મનોનો કચ્ચરઘાણ નીકળતાં ખુશહાલ થઈ જાય છે. હવે, એમ કોણ કહી શકે તેમ છે કે મનુષ્યના મરણને પણ બધા લોકો અનિષ્ટ જ માને છે? જ્યારે કોઈ ન્યાયાધીશ કોઈ ખૂની વ્યક્તિને ફાંસીની સજા દે છે, ત્યારે તે ખૂની વ્યક્તિ અને એ ન્યાયાધીશ, બન્ને મૃત્યુનાં જ પ્રેમી હોય છે. ખૂની વ્યક્તિએ પોતાના દુશ્મનનું મરણ ચાહ્યું, એટલા સારુ ન્યાયાધીશે સમાજના પ્રતિનિધિ બનીને ખૂનીનું મરણ ચાહ્યું. એકનું કૃત્ય સમાજ-દ્રોહ માનવામાં આવ્યું, બીજાનું સમાજ-સેવા! આમાં ફરક હોવા છતાં પણ બન્ને મૃત્યુનાં જ ખેરખાં સાબિત થયાં, એમાં શક નથી.

અને શું મનુષ્ય પોતાનું મૃત્યુ પણ હંમેશાં અનિષ્ટ જ સમજે છે? નિરાશ થઈને આત્મહત્યા કરવા માટે તૈયાર થયો હોય એવા દુર્દૈવી માણસને જઈને પૂછો. શું તે મૃત્યુને અનિષ્ટ સમજે છે? અને પેલા ડોસા-ડોસીઓને પણ પૂછી લેજો, જેમની ભોગેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિયે રજા લઈ લીધી છે, પણ લોભ અને પ્રાણ જેનો કેડો નથી છોડતા. તેઓ પણ કહેવાનાં કે અમે રાતદિવસ ભગવાનને એ જ પ્રાર્થના કરીએ છીએ કે અમને મોત દે, મૃત્યુનો આરામ દે. પ્રેમી જીવ પણ કેટલીક વાર એ જ ચાહે છે. પોતાના પ્રિયતમની અંતિમ પીડા દૂર કરવા સારુ જો મરણ જ એકમાત્ર ઇલાજ હોય તો તે નિષ્ઠાવાન મિત્રને મોકલવામાં ભગવાન ક્ષણનોય વિલંબ ન કરે.

મહાદજી શિન્દેના એક સરદારને દુશ્મનોએ તોપે દીધો. છિન્નભિન્ન થઈને તે કિલ્લાની દીવાલની નીચે ફેંકાયો. પરંતુ તેના પ્રાણ ન નીકળ્યા. અસહ્ય પીડાથી વ્યાકુળ થઈને તે આતુરતાથી રાહ જોઈ રહ્યો હતો કે કોઈ દયાળુ વટેમારગુની મદદથી તે મરણનો સાક્ષાત્કાર કરી લે. જ્યારે એવો એક પથિક મિત્ર મળી ગયો, ત્યારે —તેણે તેની પાસે સ્વાભિમાનપૂર્વક મરણ-દાનની યાચના કરી.

કાયર થઈને જીવન-દાન માગનારાં ઘણાં હોય છે, પરંતુ મસ્ત થઈને મરણ-દાનની યાચના કરનારાઓ પણ કવચિત્ ક્યારેક નીકળી આવતા હોય છે.

જો દુનિયામાં મરણ ન હોત તો નવ-નવાં પ્રાણી પણ જન્મ ન લેત. જન્મ અને મરણ એક જ સિક્કાની બે બાજુ છે. મરણ છે, તેને લીધે જ દુનિયાનાં જમા-ખર્ચ ઠીક રહે છે. મરણની કોઈ નફરત ન કરે, મરણની કોઈ શિકાયત ન કરે. એ સહુનું પરમ મિત્ર છે, એ સર્વસમર્થ છે, એણે ક્યારેય કોઈને નિરાશ નથી કર્યું.

આશ્ચર્યની વાત એ છે કે દરેક પ્રાણી મરણશીલ હોવા છતાં મરણને કોઈ સાચા સ્વરૂપે જાણી-પામી શકતું નથી. સામાન્ય લોકો મરણથી એટલાં તો ડરતાં હોય છે કે મૂળે મરણ શી ચીજ છે તે કોઈ વિચારતું નથી ! મૃત્યુ સમયે શરીરમાં અસહ્ય વેદના થતી હોય છે એ કારણે લોકો મરણની નફરત કરે છે. રોગ થતાં તેને દૂર કરવા માટે ડૉક્ટર આપણી પાસે આવે છે, એ ડૉક્ટરને જ દુષ્ટ સમજવો એ જેટલું ન્યાય્ય છે, એટલું જ, જ્યારે માણસને આઘાત અથવા નિરાશા કે એવી જ કોઈ અસહ્ય યાતના થતી હોય ત્યારે એની વ્યથા દૂર કરવા સારુ મરણ આવે છે, એને દોષી સમજવું ન્યાય્ય છે. જ્યારે કોઈ માણસ ચિંતાને કારણે, અપમાનને કારણે યા કોઈ રોગને કારણે પોતાની શૈયા પર લગભગ રાત આખી તડપતો રહે છે અને અંતે દયાળુ નિદ્રા આવીને તેને શાંત કરે છે, ત્યારે કોઈ એમ નથી કહેતું કે નિદ્રા જ તેની વેરણ છે. એક અંગ્રેજ કવિ પોતાના નિદ્રાસ્તોત્રમાં નિદ્રાને (કાઈન્ડ નર્સ ઑફ મેન) મનુષ્યોની દયાળુ પરિચારિકા કહે છે. મરણની સાથે પણ જો ઇન્સાફ કરવો હોય તો તેને મનુષ્યનો પરમ સખા કહેવો જોઈએ. મોટા મોટા ધન્વન્તરિ અને મનોવૈજ્ઞાનિક પણ જે શાન્તિ અને સાન્ત્વના મનુષ્યને ન આપી શકે, તે આ પરમ સખા નિશ્ચિત અને સ્થાયીરૂપે પ્રદાન કરે છે.

લોકો કહે છે, 'આ રીતે મરણનું કાવ્યમય વર્ણન કરવાથી કાંઈ મરણ થોડું પ્રિય થઈ જવાનું હતું?' વાત સાચી છે. પણ મરણ એટલું અનિવાર્ય અને અવશ્યંભાવી છે કે તેની ભલામણ કરીને તેનો સ્વીકાર કરાવવાની તો જરૂર છે જ નહિ. મારે તો માત્ર દુઃખ અને દુઃખ વચ્ચેનો મોટો ભેદ બતાવવો છે. જીવનથી વિયોગ થવાને કારણે માણસને શારીરિક વેદના થાય છે, તેનું દુઃખ અલગ તરેહનું છે. બન્ને માટે મરણનું ઉત્તરદાયિત્વ મુદ્દલ નથી. મરણ તો પોતાનું સેવાકાર્ય કરી દે છે અને મનુષ્યને દુઃખમુકત કરે છે. મારે તો માત્ર એટલું જ કહેવું છે.

ગીતામાં કહ્યું છે કે, જેમ કપડાં જૂનાં થતાં આપણે નવાં પહેરી લઈએ છીએ, તેમ જ એક દેહ જીર્ણ થતાં તેને છાંડીને મનુષ્ય બીજો દેહ લઈ લે છે, આમાં દુઃખનું શું કારણ છે?

જાણું છું કે આ આશ્વાસન સાર્વત્રિક નહિ બની શકે. જ્યારે કોઈ નવજવાનને, તેની શારીરિક અને માનસિક શક્તિઓ ઉત્કૃષ્ટ હાલતમાં હોય ત્યારે, મારી નાખવામાં આવે, અથવા તો કોઈ દુર્ઘટનાથી તે માર્યો જાય, ત્યારે આપણે એવું આશ્વાસન કઈ રીતે લઈ શકીએ કે જે વસ્ત્ર ફેંકવામાં આવ્યું હતું તે તો જૂનું હતું? અભિમન્યુ જ્યારે ચક્રવ્યૂહમાં માર્યો ગયો, ત્યારે શું અર્જુન એમ માની શકે કે તેના પુત્રનું શરીર જીર્ણ–શીર્ણ થઈ ગયું હતું, એટલા સારુ તેણે તેને છોડી દીધું અને અર્જુનનું પોતાનું શરીર એટલું જીર્ણ નહોતું થયું, એટલા સારુ તેનો દેહપાત ન થયો?

આશ્વાસન તો એ વિશ્વાસમાંથી મળી શકે તેમ છે કે વસ્ત્ર વિના કોઈ જીવાત્મા રહી જ શકતો નથી. જે વસ્ત્ર ફેંકવામાં આવ્યું, તે ભલે જીર્ણ હોય અથવા નવું હોય, તેને ફેંકી દેતાંવેંત બીજું વસ્ત્ર (દેહ) મળનારું જ છે. પ્રાણી માત્ર માટે દેહ-ધારણ અવશ્યંભાવી છે, એ જ એક મોટું આશ્વાસન થઈ શકે તેમ છે.

આ પ્રશ્ન ભણી હવે આપણે એક બીજી દૃષ્ટિએ જોઈએ. આપણી મોક્ષની કલ્પના શી છે? આપણે ચાહીએ છીએ કે એક વાર શરીર છૂટયા પછી ફરી વાર શરીર ધારણ કરવું ન પડે. કબીરે યોગ્ય જ કહ્યું કે મનુષ્યે મરતાં પણ શીખવું જોઈએ. મરવું જ જો હોય તો પછી એવું મરવું જોઈએ કે ફરીથી જન્મવું જ ન પડે. જે લોકો મૃત્યુથી ડરે છે, તેઓ જીવન ચાહે છે. જે લોકોએ દૈહિક જીવનના, દેહધારી અવસ્થાના સ્વરૂપને સુપેરે જાણી લીધું છે, તેઓ તો નથી જીવનથી ગભરાતા, નથી ગભરાતા મૃત્યુથી. તેઓ કહે છે, 'અપકવ મૃત્યુથી ફરી જન્મ લેવો પડે છે. જો કોઈ ચીજ ખરાબ હોય તો તે છે જીવન.' બૌદ્ધ લોકો પણ જીવનના બંધનથી મુક્ત થઈને નિર્વાણની શૂન્યતામાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખતા હોય છે.

'ત્યારે જીવન શું છે?' આ સવાલ આપણી સામે ઉપસ્થિત થઈ આવે છે: 'જીવન એક સાધના છે કે સજા?'

જ્યાં લગી આપણે જીવનને નથી જાણી શકયા, ત્યાં સુધી મરણને પણ નથી જાણી શકવાના. બચપણથી જ આપણે માની લીધું છે કે જીવન અને મરણ પરસ્પર-વ્યાવર્તક છે, પરસ્પર-વિરોધી છે. 'જ્યાં પ્રકાશ નહિ, ત્યાં અંધારું છે, એ જ રીતે જ્યાં મરણ આવી ગયું ત્યાં જીવન ખતમ થઈ ગયું.' આ ઉપમા અહીં જાણી જોઈને ઉલટાવી દીધી છે. તેનું ઉલટાવેલું સ્વરૂપ શકય જ નથી. શું આપણે એમ કહીએ કે. 'જ્યાં અંધારું નથી, ત્યાં પ્રકાશ છે અથવા જ્યાં મરણ નથી ત્યાં જીવન છે?' સાચી રીતે જોઈએ તો જીવન પર મરણની કશી જ અસર થતી નથી. જીવન માટે મરણની કિંમત એટલી જ છે જેટલી દેખીતી આંખને મટકું મારવાની–પલક મારવાની. સાચે જ, મરણ નથી તો જીવનમાં બાધા નાખી શકતું કે નથી તો તેને વધારી કે ઘટાડી શકતું. જીવન તો નિરંતર ચાલુ જ છે. અનેક મૃત્યુ આવે અને જાય, તોપણ જીવનનો પ્રવાહ નાટકની જેમ ચાલુ

જ છે. સમય-સમય પર મૃત્યુની જવનિકા પડે છે, એ ઇષ્ટ જ છે, નહિતર નાટક ભારરૂપ થઈ પડે.

મરણ અવશ્યંભાવી છે, એમાં તો સંદેહ નથી. પરંતુ, 'મરણની ઉપયોગિતા શી છે? અથવા, જો તે ઉપયોગી છે, તો ઋતુચક્ર સમાન તે નિશ્ચિત સમયે શા સારુ નથી આવતું?'

મરણની ઉપયોગિતા એ છે જે ગણિતમાં સ્લેટ (પાટી) બદલવાની છે. ગણિતનો દાખલો કરતાં કરતાં જ્યારે એક પાટી ભરાઈ જાય, ત્યારે આગળને માટે જેટલા આંકડા કામના હોય છે તેટલા જ નવી પાટી પર લખી લેવામાં આવે છે અને બાકીનો બધો જ વિસ્તાર મિટાવી દેવામાં આવે છે. જો આપણે એમ ન કરીએ, તો પાટી ફરીથી કામ નહિ આવે અને ગણિત પણ આગળ નહિ વધી શકે! એક જીવનમાં આપણે જે કંઈ કમાઈએ છીએ, તે બધું આપણને ત્યાંના ત્યાં રાખે છે. જે કાંઈ આંતરિક લાભ આપણે પામ્યા, તેને લઈને આગળ વધવાનું છે. 'પરસ્મૈપદી' લાભ આ જન્મ માટે છે, 'આત્મનેપદી' લાભ જન્મ-જન્માન્તરમાં કામ આવે છે. 'પરસ્મૈપદી' લાભનો ભાર જો વધતો ચાલ્યો તો જોતજોતાંમાં માણસને બુઢાપો ગળી જવાનો, અને અવનવા અનુભવ લેવાની તેની ક્ષમતા જ નષ્ટ થઈ જવાની. આવા મહાન અભિશાપમાંથી મુક્ત થવાનો એક માત્ર ઉપાય છે મરણ.

જીવન અને મરણનો વિચાર કરતાં કરતાં આપણે પુનર્જન્મ સુધી આવી ગયા. સામાન્ય રીતે લોકોનો એવો ખ્યાલ છે કે જેમ આપણે પાણી, દૂધ અથવા ચોખા એક વાસણમાંથી કાઢીને બીજા વાસણમાં ભરી લઈએ છીએ, એ જ રીતે જીવાત્મા એક શરીરને છોડીને બીજા શરીરમાં પ્રવેશ કરે છે. કોઈ કોઈ એવું માને છે કે જીવાત્મા નિત્ય છે અને અનંત છે. બીજા વળી કહે છે કે જીવાત્મા તો આત્મસાગરની તરંગાવલિ છે. જીવાત્માનું તો ખુદનું એટલું જ

અસ્તિત્વ છે જેટલું કોઈ એક ઘડામાં ભરેલા 'ઘટાકાશ'નું. આકાશ તો સર્વત્ર એકરૂપ જ છે. વ્યક્તિત્વ આકાશનું નહોતું; પરંતુ ઘડાની આકૃતિને લીધે થોડા સમય માટે ઉત્પન્ન થયું હતું. બૌદ્ધ લોકો એવા આકાશને 'શૂન્ય' કહે છે અને ઘટને 'સંસ્કાર-સમુચ્ચય' કહે છે. ફલતઃ તેઓ આત્માનો સ્વીકાર નથી કરી શકતા. જે આત્મા સર્વગત છે, તે 'શૂન્ય' હો યા 'બ્રહ્મ', વ્યક્તિત્વની દૃષ્ટિએ એક જ છે અને જીવાત્મા જ્યારે માયારૂપ જ છે, ત્યારે તો મરણની એના પર કોઈ અસર થવાને કારણ જ નથી.

મરણ થતાં આ વ્યક્તિત્વ ક્યાં જાય છે? એમ કહેવું કે વિષ્ણુ-લોકમાં જાય છે, ઇન્દ્રલોકમાં જાય છે અથવા ચંદ્રલોકમાં જાય છે — એ બધી બાળકોનાં મનનું સમાધાન કરવાની વાત છે. પછી જ્યારે ખબર પડી કે એ કલ્પના માત્ર છે, ત્યારેય પછી તેને છોડી દેવાને બદલે તે કલ્પનાને રૂપક માનીને આપણે તેમાં કોઈ ને કોઈ દાર્શનિક અથવા આધ્યાત્મિક અર્થ કાઢવાની ચેષ્ટા કરીએ છીએ! શુદ્ધ બુદ્ધિ કહે છે કે જે રીતે મીઠાનો કે સાકરનો ગાંગડો પાણીમાં પડતાં જ ગળી-ઓગળી જાય છે, તે જ રીતે માણસનું વ્યક્તિત્વ તેની આસપાસનાં સમ્બદ્ધ સામાજિક જીવનમાં વિલીન થઈ જાય છે. માણસે જે કાંઈ ભલુંબૂરું કર્યું હોય, તે તેનાં શારીરિક, માનસિક કે આધ્યાત્મિક કર્મ જ તેનો આત્મા હતો. તેની જે કાંઈ અસર સમાજ ઉપર થઈ હશે, તે જ તેનું મરણોત્તર જીવન છે. મરણ અગાઉ મનુષ્ય પ્રધાનતયા પોતાના શરીરમાં રહેતો હતો. અને એ કેન્દ્રને સંભાળીને તે પોતાના વ્યક્તિત્વને સમાજમાં કે વિશ્વમાં ચાહે એટલું વિસ્તારી શકતો હતો. મરણ પછી તે શારીરિક કેન્દ્ર નષ્ટ થઈ જાય છે, પરંતુ જ્યાં સુધી તેના વ્યક્તિત્વની સ્મૃતિ રહે છે, ત્યાં સુધી તેનું જીવન ચાલુ જ છે. તેનું જે કાંઈ ભલું-બૂરું કર્મ સમાજ પર અસર કરે છે, તે જ તેનું મરણોત્તર જીવન છે. ટાઢાબોળ ઓરડામાં જ્યારે આપણે સગડી રાખીએ છીએ ત્યારે ઓરડાની

હવામાં જે ઉષ્ણતા આવે છે, તેની સરખામણીમાં સગડીની ઉષ્ણતા વધારે હોય છે. એ જ એનું વ્યક્તિત્વ છે. જ્યારે સગડીના કોલસા ખતમ થઈ જાય છે, ત્યારે સગડીની બધી જ ઉષ્ણતા ઓરડામાં ભળી જાય છે. ત્યારે તો પછી ઓરડાની અંદરની બધી ઉષ્ણતા સમ-સમાન થઈ ગઈ. જે ઉષ્ણતા સગડીના કોલસામાં હતી તે આખા ઓરડામાં ફેલાઈ ગઈ. સગડીએ ઓરડા જેટલું વ્યાપક રૂપ ધારણ કરી લીધું અને તેનો મોક્ષ થઈ ગયો. સગડીના કોલસા મરી ગયા; પરંતુ તેની ઉષ્ણતા ઓરડાની ગરમીના રૂપમાં જીવિત છે. એ જ સગડીનું મરણોત્તર જીવન છે.

જ્યારે આપણે ઓરડાનાં બારી-બારણાં ઉઘાડી નાખીએ છીએ ત્યારે અંદરની ઉષ્ણતા બહારની હવામાં વિલીન થઈ જાય છે. ભલેને તે અતિઅલ્પ હોય, તે ઉષ્ણતાનો લાભ સારાયે વાયુમંડળમાં ભળી જાય છે.

મનુષ્યના મરણથી તેનો જીવાત્મા કહો કે સંસ્કાર-સમુચ્ચય કહો, તેના વ્યક્તિગત વાયુમંડળમાં યા પરિસ્થિતિમાં વિલીન થઈ જાય છે અને અંતે એ જ આખાયે સમાજમાં સંસ્કૃતિના રૂપમાં રહી જાય છે. વ્યક્તિઓનું સામુદાયિક મરણોત્તર જીવન જ સંસ્કૃતિ છે. એટલા માટે સંસ્કૃતિને સમાજનો આત્મા કહેવો જોઈએ. અસંખ્ય જીવાત્માઓ મળીને આ સામાજિક વિરાટાત્મા આપણે પામીએ છીએ. વ્યક્તિની કીર્તિ જીવાત્માની છાયા છે. સમાજની પ્રતિષ્ઠા અને તેની ક્ષમતા સામાજિક આત્માનું વ્યક્ત સ્વરૂપ છે.

આ સામાજિક આત્માની સેવા આપણે જીવન દ્વારા જ કરી શકીએ છીએ. મરણ જીવનનું એક આવશ્યક પાસું છે. એટલે જ્યારે આપણે અવસર આવ્યે મરવું જાણતાં નથી, ત્યારે આપણું જીવન ક્ષીણ અને વ્યર્થ થઈ જાય છે. મરણમાં હંમેશાં જીવનદ્રોહ નથી હોતો. મોટે ભાગે તો મરણમાં જ જીવનની પરિપૂર્તિ અને સાર્થકતા

હોય છે. જે લોકો અવસર આવ્યે મરણનો સ્વીકાર નથી કરી શકતા એમનું જીવન નિરતેજ, ભારરૂપ અને વ્યર્થ થઈ જાય છે. એના પછી તેને માટે 'यज्जीवति तन्मरण, यन्मरणं सोस्य विश्रान्तिः' એ જેટલું જીવે છે, તે તેના વ્યક્તિત્વનું મરણ છે અને બાદમાં જે શારીરિક મરણ આવે છે, તેમ તે તો વિશ્રાન્તિ છે.

ડિસેમ્બર, ૧૯૪૦.

## ૨

## મૃત્યુનું તર્પણ–૨

**જીવવું સારું કે મરવું ?**

એક જિજ્ઞાસુ પારમાર્થિક સંન્યાસી લખે છે : 'આપનો 'મૃત્યુનું તર્પણ' શીર્ષક લેખ મેં અત્યંત ધ્યાનપૂર્વક વાંચ્યો. એમાં એક પણ વાક્ય એવું નથી જે મને માન્ય ન હોય, કે જે હું ખુદ જાતે ન લખત. પુનર્જન્મ વિશેના પણ આપના અને મારા વિચારો એક-સરખા છે, એમ મને લાગે છે. હવે, સવાલ એ છે કે, અન્ન ખાઈને અને એ જ રીતે તેડું આવતાં, બીજાનો જીવ લઈને પણ જીવવાની જીદ આપણે શા સારુ કરીએ ? 'બધા લોકો એમ કરે છે, અથવા બીજા લોકો પણ એમ કરે છે, એટલે આપણે પણ કરીએ,' એ જવાબ તત્ત્વપરાયણ કે તત્ત્વજિજ્ઞાસુ વ્યક્તિને શોભા આપનારો નથી. હું એવી મીમાંસા વાંચ્છું છું, જે હરેક વિચારશીલ મનુષ્યને માન્ય હોઈ શકે.'

ઘણાં લોકો આ સવાલને નિરર્થક ગણે છે. સામાન્ય લોકો હસીને કહેશે : 'શું જીવવા સારુય તે તાત્ત્વિક સમર્થનની જરૂર રહે છે ?' પરંતુ, એવો પ્રતિપ્રશ્ન કરનારા લોકો સંન્યાસીજીના ઉપરોક્ત સવાલની ગંભીરતા સમજી શકવાના નથી. હવે, ખૂબી એ છે કે એમના પોતાના જ પ્રશ્નમાં સંન્યાસીજીને એક જાતનો જવાબ મળી રહે છે.

ઘણાં લોકો માને છે કે અમે જન્મ લીધો એ અમારા હાથની વાત હતી જ નહિ. અમે આ દુનિયામાં આવ્યા, કારણકે, આવવાને બંધાયેલા હતા. એમાં અમારી તો કેવળ લાચારી જ હતી અગર જો અમને પૂછવામાં આવ્યું હોત તો અમે આગળની વાત વિચારીને જન્મ લેવાનો જ ઇનકાર કરી દેત.

આ અભિગમમાં વિચારદોષ રહેલો છે. ' અમે જન્મ ન લેત,' કહેવાવાળી વ્યક્તિના વ્યકિતત્વનો આરંભ કયાંથી થાય છે? જેઓ એમ માને છે કે માતાના ઉદરમાંથી નીકળીને દુનિયામાં આવ્યા પછી વ્યક્તિત્વનો આરંભ થાય છે, તેઓ ' ચર્મ–ચક્ષુ ' છે, અદૂરદષ્ટિ છે. મા-બાપનો કામસંકલ્પ જ વ્યક્તિત્વનો આરંભ છે. એમણે પરસ્પર ઓતપ્રોત થવાનો સંકલ્પ કર્યો, ત્યારથી વ્યક્તિત્વનો ઉદય થયો, અને તેથી કબૂલ કરવું પડે છે કે વ્યકિત આ દુનિયામાં સ્વેચ્છાએ જ આવે છે.

જે લોકો પૂર્વ–જન્મમાં માને છે, એમણે તો સ્વીકારવું જ જોઈએ કે જન્મ લેવાની ઇચ્છા વિના જીવાત્મા દેહ ધારણ જ કરી શકતો નથી.

કેટલાક તત્ત્વજ્ઞ કવિઓ એમ પણ કહે છે કે મનુષ્ય નવા જીવને આ દુનિયામાં લાવવાના સંકલ્પ સાથે જ જન્મ અને મૃત્યુ બંનેને આમંત્રણ દઈ દે છે. વિકારને કારણે જ જેની પેદાશ છે, એવું શરીર પૂર્ણતયા નિર્વિકારી હોઈ શકે નહિ. પરંતુ, જો, કોઈ પણ સાધનાના જોરે, શરીર અને મન નિર્વિકારી બની જાય, તો તે અમર પણ બની જાય. પોતાને માટે મરણની તૈયારી કરીને જ બે વ્યકિત નવા જીવને જન્મ દઈ શકે છે, અથવા, સાચું તો એ છે કે બે વ્યક્તિઓનો સંકલ્પ એક થઈને, ઘણે ભાગે તો સ્વેચ્છાથી જ, નવો જન્મ ધારણ કરે છે.

જો એ વાત સાચી હોય કે મનુષ્ય પોતાની ઇચ્છા, પોતાની વાસના કે પોતાના સંકલ્પને કારણે જ નવો જન્મ લે છે, તો જ્યાં લગી આ જિજીવિષા (જીવવાની ઇચ્છા) ખતમ નથી થતી, ત્યાં સુધી કેવળ આત્મહત્યા કરવાથી કે અનશન કરવાથી માણસ જીવનનિવૃત્ત નથી થઈ શકતો.

'छिन्नोऽपि रोहति तरुः' — ન્યાયે એણે ફરી જન્મ લેવો જ પડવાનો અને આત્મહત્યા કરવાથી ચિત્તવૃત્તિમાં જે વિકૃતિ પેદા થઈ જાય છે, તેનો હિસાબ પણ એણે ચૂકવવો પડવાનો. કેવળ આત્મહત્યા કરવાથી જીવવાનો સંકલ્પ નષ્ટ નથી થતો. બૌદ્ધ અને વેદાન્તી લોકો એથી પણ આગળ વધીને કહે છે કે મરવાનો સંકલ્પ પણ એક સંકલ્પ હોવાથી બંધન પેદા કરે છે અને આપણે ફરીથી જન્મ લેવાને બંધાઈ જઈએ છીએ. જન્મ અને મૃત્યુ બંને એક જ સિક્કાની બે બાજુ છે, એ વાત જેઓ સમજી ગયા છે, તેઓ આત્મહત્યા દ્વારા બચી જવાની આશા રાખે છે. વાસનાક્ષય દ્વારા અને સમ્યક્ દૃષ્ટિ દ્વારા જ જીવવાનો સંકલ્પ અને મરવાની ઇચ્છા, બંનેનો નાશ થાય છે. તત્ત્વજ્ઞ પુરુષ સારી પેઠે જાણે છે કે આ શરીર, એક રીતે જોવામાં આવે તો, આત્માનો કારાવાસ છે, અને આ જ શરીર, જાગૃત અને પ્રયત્નશીલ વ્યક્તિને માટે કારાવાસમાંથી મુક્તિ મેળવવાનું સાધન છે. આત્મહત્યા કરવાથી આપણે માનીએ છીએ કે આપણે કારાગૃહનો નાશ કર્યો. પરંતુ સાચું તો એ છે કે આપણે, મુક્તિ મેળવવાના એક ઉત્તમમાં ઉત્તમ સાધનનો નાશ કરીએ છીએ. દવાની શીશી ફોડી નાખવાથી આપણે રોગમુક્ત કઈ રીતે થઈ શકવાના ?

જીવવું અને મરવું બન્નેનો ઉપદેશ તત્ત્વજ્ઞ નહિ કરે. જ્યાં સુધી આ શરીર મુક્તિનું સાધન થઈ શકે તેમ છે, ત્યાં સુધી અપરિહાર્ય હિંસા સહન કરીને પણ એને જિવાડવું જોઈએ. જ્યારે આપણે

જાણ્યું કે આત્માના પોતાના વિકાસના પ્રયત્નમાં શરીર બાધારૂપ જ થાય છે, ત્યારે આપણે એને છોડવું જ જોઈએ, કારણકે એવી હાલતમાં જાગૃત આત્મા સ્વયં જ શરીરની વિરુદ્ધ પોતાની સાધના ચલાવે છે.

ઉપનિષદોમાં અન્નની નિરુક્તિ બે રીતે આપી છે: 'મનુષ્ય દ્વારા જે ખાવામાં આવે છે' (अद्) અથવા 'જે મનુષ્યને ખાય છે' એ અન્ન છે. આહાર જ્યાં સુધી સાધનરૂપ છે, ત્યાં સુધી એ શરીરને પોષણ દે છે. જ્યારે આહાર શારીરિક, માનસિક અને આધ્યાત્મિક પુષ્ટિની સાધના છોડીને કેવળ ઇન્દ્રિયતૃપ્તિ અને વિલાસનું સાધન બની જાય છે, ત્યારે તે ખાનારને જ ખાઈ જાય છે. 'अद्यते अत्ति वा इति अन्नम् –' 'જે ખવાય છે, અથવા જે ખાય છે, તે અન્ન છે.'

વેદાન્તના ઉપદેશકો હંમેશાં એક ઉદાહરણ આપ્યા કરે છે કે જો પગમાં કાંટો વાગે તો બીજો એક કાંટો હાથમાં લઈને પગમાંના કાંટાને કાઢવો જોઈએ, અને એમાં સફળ થયા પછી બન્ને કાંટા ફેંકી દેવા જોઈએ. જો હાથમાં લીધેલો કાંટો એની પહેલાં ફેંકી દેવામાં આવે તો પગમાં વાગેલો કાંટો ક્યારેય પણ નીકળશે નહિ.

જ્યાં સુધી જીવવાનો (અથવા મરવાનો) સંકલ્પ છે, ત્યાં સુધી આત્મહત્યા કરવાનો આપણને મુદ્દલ અધિકાર નથી.

બંગાળમાં એક જગ્યાએ પાણી ખરાબ હોવાને કારણે લોકોમાં રોગચાળો ફેલાયો હતો. ત્યાં લોકોની સેવા કાજે સંન્યાસીઓની એક મંડળી જઈ ચડી. એમણે ખૂબ બહાદુરીપૂર્વક લોકોની સેવા કરી. પરંતુ તેઓ પોતે ત્યાંનાં તળાવનું પાણી નહોતા પીતા. પોતાને માટેના પાણીની વ્યવસ્થા એમણે આગવી અને અખિયાતી રાખી હતી. હવે જો તેઓ એમ વિચારે કે –'જ્યાં હજારો લોકોને નિર્દોષ શુદ્ધ પાણી નથી મળેલું, ત્યાં આપણને આપણો અલગ પ્રબંધ કરવાનો

શો અધિકાર છે? ગામનાં હજારો લોકો જે પાણી પીએ છે તે જ આપણે પણ કેમ ન પીએ? તેમનાં મનમાં પૂરેપૂરી સહાનુભૂતિ હોવા છતાં તેઓ લોકોની સેવા ન કરી શકત. તેઓ પણ રોગચાળાના ભોગ બની બેસત અને બીજાઓની સેવાના ઓશિયાળા બની જાત.

જો એ સંન્યાસીઓ સેવાભાવ ભૂલીને પોતાના જીવ બચાવવા સારુ રોગચાળાના સ્થળથી જોજનો દૂર નાસી જાત તો જીવતેજીવત પણ એમનું જીવન વિફળ બની જાત. જીવીને જ્યાં સુધી સેવા થઈ શકતી હોય ત્યાં સુધી જીવવાની કોશિશ કરવી, અને જ્યાં બલિદાનથી જ સેવા થઈ શકતી હોય, ત્યાં જીવવાનો મોહ છોડી દઈ ને શરીરની વિરુદ્ધ જ સાધના કરવી, એ જ જીવનસાફલ્ય છે.

જે કોઈ પણ હાલતમાં જીવવા જ ચાહે છે, તેની શરીરનિષ્ઠા તો સ્પષ્ટ છે જ. પરંતુ, જીવનથી કંટાળી જઈ ને અથવા તો કેવળ મરવા ખાતર જ જે મરવા ચાહે છે, તેમનામાં પણ વિકૃત શરીરનિષ્ઠા છે, એ આપણે જાણી લેવું જોઈએ. જીવન ન તો સુખમય છે કે ન કેવળ ભારરૂપ; જીવન એક સાધના છે. આટલું દર્શન જેમને થયું, તે જ સાચા દર્શનશાસ્ત્રી. જે મરણથી ડરે છે અને જે મરણ જ ચાહે છે, એ બંને જીવનનું રહસ્ય નથી જાણતાં. વ્યાપક જીવનમાં જીવવું અને મરવું બંનેનો અન્તર્ભાવ હોય છે, જેમ ઉન્મેષ અને નિમેષ બે ક્રિયાઓ મળીને જોવાની એક પૂરી ક્રિયા થાય છે.

'સર્વોદય', એપ્રિલ, ૧૯૪૧.

३

# મૃત્યુનું તર્પણ – ૩

**ઉત્પાદક ભણી સત્યાગ્રહની નજરે**

'મૃત્યુનું તર્પણ' નામના બે લેખો વાંચીને એક મિત્રે વિનોદમાં પૂછ્યું: 'કાકાસાહેબ, આપ આમ મૃત્યુની પાછળ શા સારુ પડ્યા છો?'

મેં એટલા જ વિનોદભાવમાં જવાબ વાળ્યો: 'એટલા સારુ કે એ અણજાણતાંમાં જ મારી પાછળ ન પડે! આપ તો મારાથીય ઝાઝા મૃત્યુના ખેરખાં લાગો છો. મૃત્યુ તો એકલપંડેય આખી દુનિયા પાછળ પડયું છે અને હું એક જ માણસ આ મૃત્યુની પાછળ પડ્યો, એટલામાં જ આપ એની દયા ખાઈને મારી પાસે ફરિયાદ કરવા આવી પહોંચ્યા!'

આ તો કેવળ વિનોદની વાત થઈ. સાવ સાચી વાત તો એ છે કે મૃત્યુથી માણસ એટલો ભયભીત રહે છે કે એનું ચિંતન તો શું, નામ પણ સહન કરી શકતો નથી. મનુષ્યની ઇચ્છા હોય છે કે પોતાને માથેનું કરજ, પોતાનું પાપ અને પોતાનું મરણ, આ ત્રણેનું બને ત્યાં સુધી સ્મરણ સુદ્ધાં ટાળવું! પરંતુ સાચું તો એ છે કે એ ત્રણેનું વિચારયુક્ત સ્મરણ રહે એમાં જ જીવનની સફળતા છે. જે મરણ અવશ્યંભાવી છે એને જ જો આપણે નહિ ઓળખી લઈએ તો આપણે આપણી જાતને સુરક્ષિત કેમ માની શકીશું? બુદ્ધિમાન કઈ રીતે કહી શકીશું?

મૃત્યુનું અખંડ સ્મરણ રાખીને જ જે જીવે છે, તે પોતાના જીવનનો દુરુપયોગ નહિ કરે. પરંતુ જે મૃત્યુનું સ્વરૂપ પણ નથી સમજતો અને કેવળ મૃત્યુનો આંધળો ભય જ મનમાં રાખે છે એનું જીવન તો એક અખંડ અને સતત મરણ જ બની જાય છે. આત્મા શું છે, પરમાત્મા શું છે, જીવન શું છે, ધર્મ શું છે, સમાજ શું છે, નાગરિકોનું કર્તવ્ય શું છે — આ સવાલો મનુષ્ય-જીવન માટે જેટલા મહત્ત્વના છે, એટલો જ મહત્ત્વનો સવાલ છે: મરણ શું છે? અને એના પ્રત્યે આપણી વૃત્તિ કેવી રહેવી જોઈએ?

આ તો સદાયની વાત થઈ. પરંતુ આજકાલ તો મૃત્યુની મોસમ છે. પ્લેગ, ઇન્ફલુએન્ઝા, દુકાળ આદિ જ્યારે વધવા લાગે છે ત્યારે તો મૃત્યુની ફસલ મબલખ જ હોય છે. પરંતુ એ દિવસોમાં બધા જ મનુષ્ય-પ્રાણી મૃત્યુથી બચવાની કોશિશ કરે છે. આજકાલનાં ત્રિખંડવ્યાપી યુદ્ધોમાં તો મનુષ્યે જ સંહારલીલા માંડી છે. મનુષ્યે તો એવો સંહાર માંડ્યો છે કે પ્રલયકાળના તાંડવનૃત્ય નાચનારા સાક્ષાત્ મહાદેવ શિવજી પણ એમની પાસેથી પાઠ ભણવા આવી પહોંચે.

જો મૃત્યુની શકિત ઉપર આવો અંધવિશ્વાસ ન હોય તો મનુષ્ય મનુષ્યોને મારવા માટેનો આટલો મસાલો દિગ્દિગંતોમાંથી એકઠો ન કરત. જે દિવસે મનુષ્યનો મૃત્યુ ઉપરથી વિશ્વાસ ઊઠી જશે, તે દિવસે સારીય મનુષ્યજાતિનો જીવનક્રમ જ બદલાઈ જશે. યુદ્ધમાં મૃત્યુનો જે સાક્ષાત્કાર કરવામાં આવે છે એનાં બે પાસાં છે: એક છે મારવું, બીજી મરવું. જે દિવસે આપણે મરવાના ગુણદોષ સારી પેઠે સમજી લઈશું, તે જ દિવસથી આપણે નિર્ભય વીર બનીશું, સાચા ક્ષત્રિય બનીશું, અને જે દિવસે આપણે મારવાના ગુણદોષ જાણી-સમજી લઈશું, તે જ દિવસથી આપણે હત્યા કરવાનું છોડી દઈશું અને સાચા સત્યાગ્રહી બનીશું.

મનુષ્ય જીવનમાં જ્યાં સુધી એક તરફ લોભ, મોહ અને અહંકાર તથા ઈર્ષા, અસૂયા આદિ દુર્ગુણ છે, ત્યાં સુધી બીજી બાજુ મનુષ્ય માટે ચિંતા અને સાધનાનો મુખ્ય વિષય છે, અન્યાયનો પ્રતિકાર; અને આ પ્રતિકાર અંતિમ રૂપમાં બે જ પ્રકારે થઈ શકે છે–હત્યાગ્રહથી અથવા સત્યાગ્રહથી. હત્યાગ્રહમાં મરવાની તૈયારી અને મારવાની તત્પરતા વધારવી પડે છે અને સત્યાગ્રહમાં કેવળ મરવાની. સંબંધ બન્નેનો મૃત્યુ સાથે જ જોડાયેલો છે. તેથી આ જમાનામાં, હિંસાવાદીઓ તેમ જ અહિંસાવાદીઓએ મૃત્યુનું તર્પણ કરવાનું જ છે, અર્થાત્ મૃત્યુનું સ્વરૂપ યથાર્થ તથા સમજી લઈને આપણે મૃત્યુનો લાભ કેમ કરીને ઉઠાવી શકીએ અને મૃત્યુનો થતો દુરુપયોગ કેવી રીતે બચાવી શકીએ, એ વિચારવું જ પડવાનું. જીવવું અને મરવું, જીવનનાં બે પાસાં હોવાથી આ બન્નેને એકી સાથે જાણી લેવાં એ જીવન-સિદ્ધિ માટે પરમ આવશ્યક છે.

એક દિવસ એક ફ્રેન્ચ વિદ્વાન સાથે જીવનની ચર્ચા છેડાઈ ગઈ. એમણે કહ્યું: "કોઈને માર્યા વિના આપણે જીવી શકતા નથી"– 'લિવિંગ ઈઝ કિલિંગ'. એમણે ભારે ચતુરાઈપૂર્વક દાખવ્યું કે આપણે શ્વાસ લઈએ છીએ, એમાં પણ હત્યા કરવી પડે છે. ખાઈએ છીએ, એ પણ હત્યા છે, પછી તે વનસ્પતિની હો યા પશુપક્ષી ઇત્યાદિની. એમણે એ પણ કહ્યું કે સમાજમાં એક વર્ગ બીજા વર્ગને નીચોવીને જ જીવી શકે છે. હરેક ક્ષેત્રમાં પોતાનો જ સિદ્ધાંત કઈ રીતે ચરિતાર્થ થાય છે એ બતાવીને અંતમાં એમણે જોશપૂર્વક કહ્યું: "તેથી જ કહું છું કે આપણે માર્યા વગર જીવી શકીએ નહિ."

એ સિદ્ધાંતનો પ્રતિવાદ તો થઈ શકવાનો નહોતો. મેં એમની વાતનો સ્વીકાર કરીને કહ્યું: "એમાં શક નથી કે જીવવાનો અર્થ જ થાય છે મારવું. આ સત્ય જીવનનું એક રૂપ છે, અને આપે એને સિદ્ધ

કર્યું છે. પરંતુ જીવનનું સ્વરૂપ એ કાંઈ જીવનનો ધર્મ ન થઈ શકે. જીવનનો ધર્મ આપે મારી પાસેથી લેવો પડશે. ઓછામાં ઓછું મારવું, ઓછામાં ઓછી હિંસા કરવી, એ જ જીવનની કૃતાર્થતા છે, એ જ જીવનધર્મ છે."

મૃત્યુ વિના જીવન કૃતાર્થ થઈ શકે નહિ, એ વાત સાચી છે; પરંતુ એટલા સારુ તો વિચારપૂર્વક, મોકો આવ્યે પોતાના પ્રાણ અર્પણ કરવા પડે છે. બીજાઓને મારવાથી જીવનસિદ્ધિ નથી સાંપડતી. યોગ્ય પ્રમાણમાં, યોગ્ય પ્રકારે, સાચો અવસર આવ્યે બલિદાન દેવું, અંશતઃ અથવા પૂર્ણતઃ મૃત્યુનો સ્વીકાર કરવો એમાં જ જીવનની સાચી સફળતા છે. મારવાથી, હિંસા કરવાથી જીવનની જટિલતા વધે છે. જીવનની સમસ્યા પણ વધારે જટિલ બનતી જાય છે. જે હત્યા કરે છે અને જેની હત્યા થાય છે, એ બન્ને જીવનદર્શનથી દૂર દૂર જાય છે, પરંતુ જીવન અને મૃત્યુનું રહસ્ય સમજી લઈને જેઓ અહિંસાવૃત્તિ ધારણ કરે છે અને મૃત્યુનો પૂરો લાભ ઉઠાવવાનું જાણે છે, તેઓ જ સાચા જીવનસ્વામી બને છે. જે માત્ર જીવતાં જ રહે છે, અને જીવતાં રહેવા સારુ સારુંનરસું બધું પ્રસ્તુત કરે છે, તેઓ જીવનસ્વામી નથી બની શકતા. જીવનસ્વામી તો તે છે, જે પોતાના જીવનને કુશળ કિસાનની જેમ મૃત્યુની મદદથી વિશ્વવ્યાપારના ક્ષેત્રમાં વાવી શકે છે.

એટલા માટે જે દિવસોમાં, એક બાજુ હત્યાની વિફળતાનો અનુભવ કરવા સારુ મનુષ્યજાતિએ સહુથી મોટી, વિરાટ અને ભીષણ પ્રયોગશાળા ખોલી છે, તો બીજી બાજુ સત્યાગ્રહનું દૈવી તત્ત્વ દુનિયામાં ચલાવનાર એક પ્રયોગવીર આપણી વચ્ચે છે, એ દિવસોમાં, હિંસા અને અહિંસાની ચર્ચા કરતાં પહેલાં આપણે એ સારી પેઠે સમજી લઈએ કે મૃત્યુ શી ચીજ છે? વિચાર કરીને, ધ્યાન-ચિંતન કરીને

અને આવશ્યક પ્રયોગ કરીને મૃત્યુનું સ્વરૂપ જાણી લઈએ. મૃત્યુ આ દુનિયામાં શા સારુ મોકલવામાં આવ્યું છે, મૃત્યુનું જીવનકાર્ય શું છે, એ આપણે સારી પેઠે સમજી લઈએ.

'સર્વોદય', ઑક્ટોબર ૧૯૪૧

## ૪

# સ્વેચ્છા-મરણ

બૌદ્ધ ધર્મમાં બે તૃષ્ણાઓનો ઉલ્લેખ છે: ભવ-તૃષ્ણા અને વિભવ-તૃષ્ણા. જીવવાની અનિવાર્ય ઇચ્છા એ ભવ-તૃષ્ણા. ન જીવવાની, એટલે કે મરવાની એટલી જ અનિવાર્ય ઇચ્છા એ વિભવ-તૃષ્ણા. ભવ-તૃષ્ણા સાર્વભૌમ છે, પ્રાણીમાત્રમાં જોવા મળે છે. હરેક જાતનો દુઃખ સહન કરતો છતો માણસ જીવવા ચાહે છે, મરવા નહિ. વિભવ-તૃષ્ણા, ન જીવવાની એટલે કે મરવાની ઇચ્છા, કોઈ વિરલ કિસ્સાઓમાં જ જોવા મળે છે. પરંતુ તે વિરલ હોવા છતાંય તેનું અસ્તિત્વ તો કબૂલ કરવું જ પડે છે.

ધર્મ કહે છે કે આ બન્ને તૃષ્ણાઓ દોષરૂપ છે, મનુષ્યની ઉન્નતિમાં બાધક છે. એટલા માટે મનુ ભગવાને એક જ વચનમાં કહ્યું છે: "नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम्"-મૃત્યુનું અભિનંદન ન કરો, મૃત્યુ પામવાની વાસના ન રાખો. જીવિતનું પણ અભિનંદન ન કરો. જીવવાની ઉત્કંઠા અને મોહ પણ ન રાખવો જોઈએ.

મેં કહ્યું કે મરવાની ઇચ્છા પ્રાણીમાત્રના સ્વભાવમાં નથી હોતી. અપવાદ તરીકે જ કોઈ જીવનથી કંટાળી જાય છે અને મૃત્યુ પસંદ કરે છે. પરંતુ મનુષ્યજાતિના ઇતિહાસમાં એવા યુગ યા એવા કાળખંડ જોવા મળે છે, જ્યારે લોકોમાં વિભવ-તૃષ્ણાની, મરી ફીટવાની

વાસના સમાજમાં છૂતના રોગની જેમ ફેલાય છે. ત્યારે સમાજનેતાઓનું કર્તવ્ય થઈ પડે છે કે તેઓ વિભવ-તૃષ્ણાના રોગથી લોકોને બચાવે. બૌદ્ધ યુગમાં એવા પણ દિવસો જોવા મળે છે, જ્યારે અનેક લોકોમાં મરી ફીટવાનો ઉત્સાહ છૂત અથવા સંસર્ગની પેઠે વધતો જતો હતો અને તેની વિરુદ્ધ-સમાજના નેતાઓને જબરદસ્ત આંદોલન ચલાવવું પડયું હતું. રોમન લોકોમાં પણ આ રોગ કોઈક સમયે ફેલાયો હતો અને તેને દૂર કરવા સારુ સમાજનેતાઓને અસાધારણ પરિશ્રમ ઉઠાવવો પડ્યો હતો. "આ સંસાર અસાર નથી, તથ્યપૂર્ણ છે. એટલા માટે તેના પ્રત્યે ઉદાસીન ન બનો. જિગર-જાનથી જીવો."—એવો ઉપદેશ અને પ્રચાર કરવો પડતો હતો.

એથી વિરુદ્ધ, સમાજમાં એવાયે કાળખંડો જોવા મળે છે, જ્યારે લોકો દેહપૂજક બને છે. ગમે તેટલી ભીરુતા અને હીનતા સહન કરીને પણ જીવવા સારુ ઉત્સુક બને છે. એ જીવિતેષ્ણા મનુષ્યને બિલકુલ પામર બનાવી દે છે.

જે માણસ લશ્કરમાં ભરતી થાય છે, તે આજ્ઞા મળતાં જ દેશના શત્રુને મારવા વચનબદ્ધ થાય છે. પરંતુ સાથોસાથ તે માર્યા જવા માટે પણ તૈયાર રહે છે. આ જ છે અસલ ક્ષત્રિય ધર્મ. પોતાનો જીવ ખતરામાં નાખ્યા વિના બીજા કોઈને મારવા માટે જે તૈયાર થાય છે તેને ખૂની કે જલ્લાદ કહે છે. જે પુરુષ મરવા માટે પણ તૈયાર છે, તે જ સાચો ક્ષત્રિય છે. યુદ્ધમાં મરવા સારુ તૈયાર રહેવું, એ વૃત્તિને કોઈ વિભવ-તૃષ્ણા નહિ કહે. મરણનો ખતરો વહોરી લેવો, તેને માટે તૈયાર રહેવું, એ એક વાત છે, અને હવે તો જીવવું જ નથી અને મરવું જ છે, એવું વિચારીને મનુષ્ય મરવા માટે જ ટાંપીને બેઠો રહે એ બીજી વાત છે.

મરી ફીટવાની વાસના પ્રકૃતિને અનુકૂળ નથી. એ વાસના સમાજમાં ક્યારેક ક્યારેક રોગની પેઠે થોડા દિવસ પ્રસરી ઊઠે, એ

શક્ય છે, પણ તે સમાજનો સ્થાયી ભાવ તો ન જ બની શકે. આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિ પ્રેરણાઓ જેવી વિશ્વજનીન છે, અદમ્ય છે, સ્વાભાવિક યા પ્રાકૃતિક છે, એવી વિભવ-તૃષ્ણા નથી. એટલા માટે તે સાર્વભૌમ બની બેસશે એવો ભય રાખવાની જરૂર નથી. રોગની પેઠે કોઈક સમયે જે ચીજ અલ્પકાળ માટે ફેલાય છે, તેને ધ્યાનમાં રાખીને સમાજધર્મ નિશ્ચિત કરી શકાય નહિ. રોગ ફેલાતાં તેનો ઇલાજ કરવો જ જોઈએ. પરંતુ સમાજધર્મમાં એવા ઇલાજોને સ્થાયી રૂપ આપી શકાય નહિ.

વિભવ-તૃષ્ણાના વિષયમાં જેટલું વિચારવાનું હતું તેટલું આ રીતે વિચારી લીધા બાદ હવે સ્વેચ્છાએ સ્વીકારેલા મરણનો વિચાર કરવો ઉચિત ગણાશે.

જીવવા માટે શ્વાસ લેવો, અન્ન ખાવું, શરીરશ્રમ કરવો, ઊંઘી જવું—એ સઘળી ક્રિયાઓ મનુષ્યને આધીન છે. જ્યારે મનુષ્ય જુએ કે હવે જીવવામાં સાર નથી, જીવવાનું પ્રયોજન ખતમ થઈ ચૂક્યું છે, અને હવે વધારે જીવવું પોતાના વ્યક્તિત્વ પર અને સમાજ પર ભારરૂપ થવું જ છે, ત્યારે મનુષ્યને સ્વેચ્છાએ મરી જવાનો અધિકાર છે કે નહિ, એ એક મોટો નૈતિક સવાલ છે. હું આપોઆપ તો જીવી શકતો નથી. મારા પુરુષાર્થથી શરીરને અન્નજળ આદિ આહાર દઈ દઉં, ત્યારે શરીર ટકી શકે છે. વસ્તુસ્થિતિ જ્યારે આવી છે ત્યારે આ પુરુષાર્થ ન કરવાનો અધિકાર પણ મારો હોવો જોઈએ. આ અધિકારનો હું દુરુપયોગ ન કરું. પરંતુ યોગ્ય કારણ ઉપસ્થિત થતાં આ અધિકારનો ઉપયોગ કરવો એ મારું કર્તવ્ય છે કે નહિ એ મોટો સવાલ છે.

એક નૈતિક સવાલનું વિવેચન કરતાં ગાંધીજીએ કહ્યું હતું કે મનુષ્યને પ્રાણાન્ત આણવાનો અધિકાર છે, હોવો જોઈએ.

જો મનુષ્યમાં પાપવાસના પ્રબળ થઈ અને દુરાચાર, અત્યાચાર કરવામાંથી તે પોતાને ખાળી જ નહિ શકે એવો એનો અનુભવ થયો તો પાપાચરણથી બચવા સારુ તેને આત્મહત્યા કરવાનો અધિકાર છે.

ગાંધીજીએ એ પણ સ્પષ્ટ કર્યું કે જે કોઈ પોતાને હાથે પાપકર્મ થઈ ગયા પછી સજા અને નામોશીથી બચવા સારુ આત્મહત્યા કરે છે, તે એમને માન્ય નથી. મનુષ્ય દુરાચાર ટાળી ન શક્યો, દુરાચાર થઈ જ ગયો તો તેનો ધર્મ છે કે જીવીને તે તેનું પ્રાયશ્ચિત્ત કરે. જ્યારે દુરાચાર થઈ ગયો અને પાપ-સંકલ્પનો વેગ ઓછો થઈ ગયો ત્યારે એનો પ્રથમ ધર્મ છે, પશ્ચાત્તાપ કરીને પ્રાયશ્ચિત્ત કરવાનો, અને નવેસરથી સદાચારી જીવનનો આરંભ કરવાનો.

આત્મહત્યા કરવાનો એક જ પ્રસંગ એમણે માન્ય રાખ્યો છે. મનુષ્ય જ્યારે પાપાચારનો વેગ બળવત્તર થતો જુએ અને આત્મહત્યા સિવાય પોતાને પાપથી બચાવી શકાય એમ નથી એવી તેને ખાતરી થાય ત્યારે, થનારા પાપથી બચવા સારુ જ તેને આત્મહત્યા કરવાનો અધિકાર છે.

આ એક સાધારણ પરિસ્થિતિની વાત થઈ. સામાન્ય રીતે તો મનુષ્ય જુએ કે તેને કોઈ અસહ્ય રોગ થયો છે, જેનો ઇલાજ થઈ શકે તેમ નથી અને રોગી અવસ્થામાં જીવવું અકારું થઈ ગયું છે, વળી સમાજની કાંઈ સેવા પણ થઈ શકતી નથી, અરે, આત્મચિંતન જેવી સાધના પણ થઈ શકતી નથી, અને જીવન કેવળ ભારરૂપ જ થઈ ગયું છે, ત્યારે મનુષ્યને ન જીવવાનો, પોતાના જીવનનો અંત આણવાનો અધિકાર હોવો જોઈએ. નિષ્પ્રયોજન, નિરુપયોગી જીવન જીવવા સારુ અથવા એવું જીવન ટકાવવા-નભાવવા માટે મનુષ્ય બંધાયેલો નથી. જે ઘડિયાળ સમય ન બતાવી શકે તેને ચાવી-ચડાવ્યા રહેવાનો કોઈ જ અર્થ નથી.

કોઈની આત્મસાધના પૂરી થઈ, શરીરમાં પ્રત્યક્ષ અથવા પરોક્ષ સેવા કરવાની જરા જેટલી પણ શક્તિ ન રહી તો એવી વ્યક્તિને પણ જીવનક્રમનો અંત આણવાનો અધિકાર છે.

આત્યન્તિક અહિંસાનો વિચાર કરનારો મનુષ્ય કહેશે: હિંસા કર્યા વિના જીવી શકાતું નથી. અહિંસાની સાધના કરવા સારુ, જીવ-સેવા સારુ, આત્મચિંતન અને આત્મપ્રાપ્તિ માટે જેટલું આવશ્યક હોય એટલું તો આપણે અવશ્ય જીવીએ, પરંતુ એવું પ્રયોજન ન રહેતાં શરીરપાલનની પ્રવૃત્તિમાંથી આપણે નિવૃત્ત થઈ જઈએ, એ જ સાચો ધર્મ છે.

આ જાતનો વિચાર જૈન લોકોએ કરી રાખ્યો છે. ભગવાન પાર્શ્વનાથે આ ધર્મનો સ્વીકાર કર્યો છે. જૈન પરિભાષામાં એને 'मारणान्तिक संल्लेखना' કહે છે. મરણની પ્રાપ્તિ થઈ જાય, ત્યાં સુધી શરીરને પોષણ ન દેવું, એટલે કે ઉપવાસ કરીને શરીર છોડી દેવું, એ જ એનો અર્થ છે.

એને આપણે આત્મહત્યા ન કહીએ, નિરાશ થઈને, કાયર થઈને અથવા ભયના માર્યા શરીર છોડી દેવું, એ એક જાતની હાર જ છે. એને આપણે જીવનદ્રોહ પણ કહી શકીએ. બધા જ ધર્મોએ આત્મહત્યાની નિંદા કરી છે, પરંતુ જ્યારે મનુષ્ય વિચાર કરે છે કે તેના જીવનનું પ્રયોજન પરિપૂર્ણ થયું છે, વધારે જીવવાની આવશ્યકતા રહી જ નથી, ત્યારે એ આત્મસાધનાના અંતિમ રૂપ તરીકે જો દેહ છોડી દે તો તે તેનો હક છે. હું પોતે વ્યક્તિગત રીતે આ અધિકારનું સમર્થન કરું છું. હું જાણું છું કે આ વાતનો દુરુપયોગ પણ થઈ શકે તેમ છે. પરંતુ એવી કઈ સારી વાત છે જેનો દુરુપયોગ થઈ શકતો નથી? દુરુપયોગના ડરથી સારી વાતનું સમર્થન ન કરવું એ એક ભારે મોટી ભૂલ ગણાશે.

હવે, સ્વેચ્છા–મરણ સાથે જે એકબે સવાલો સંકળાયેલા છે એનો પણ વિચાર આપણે કરીએ. એક વિચાર છે સતી થવાની પ્રથાનો અથવા તો સહગમનનો. આજે આ વાતનું સમર્થન કોઈ નથી કરતું. બાણભટ્ટની સાથે હું પણ કહું છું કે આ 'મૌર્ખ્યસ્ખલિત' છે. પરંતુ તેની પાછળની ભાવનાને આપણે તટસ્થ ભાવે વિચારી શકીએ છીએ. પતિના મૃત્યુ પછી પતિના ઘરમાં પ્રતિષ્ઠા નહિ રહે, કાંઈક દુર્દશા થશે, એ ડરના માર્યા જો સહગમન કર્યું તો તે આત્મહત્યા જ છે. પતિના મૃત્યુ બાદ તેની ચિતા પર આરોહણ કરવાથી પતિ સાથે રહેવાનું મળશે અને મરણના ભયથી આ અવસરને ખોઈ દેવો એ કાયરતા છે, પતિભક્તિ યા પતિનિષ્ઠાની ઊણપ છે, એમ જ્યારે સ્ત્રી માનતી હોય ત્યારે તે સાચું સહગમન છે. તેને આપણે આત્મહત્યાની કક્ષામાં નહિ મૂકી શકીએ. તેની કક્ષા જ અલગ છે.

પરંતુ સહગમન બાદ પતિ અને પત્ની બન્નેને સહવાસનો અવસર મળશે જ એ વાતમાં આપણને વિશ્વાસ બેસતો નથી. એ વિષયમાં આપણે કશું જ જાણતા નથી. પરંતુ મારો દૃઢ વિશ્વાસ છે કે સ્ત્રીમાં પતિનિષ્ઠા ગમે તેટલી ઉત્કટ હોય, પતિના મૃત્યુ બાદ આ દુનિયામાં રહેવું અને અનેક પ્રકારનાં કર્તવ્યોનું પાલન કરવું પત્નીનો ધર્મ છે, કર્તવ્ય છે અને સહગમન કરવું એ ધર્મ નથી, કદાચ અધર્મ પણ હોય.

પણ, સહગમનનો આદર્શ માનનારી જે સ્ત્રીઓ સતી થઈ ચૂકી છે, એમના પ્રત્યે પણ મારા મનમાં આદર જ છે. એટલા માટે તો આપણે એમને દેવીઓ કહેતાં આવ્યાં છીએ. પરંતુ આપણે એમની સહગમનની ક્રિયાનું સમર્થન કરી શકીએ એમ નથી.

આપણા દેશમાં એક બીજી પ્રથા હતી :

*જ્યાં પર્વતના શિખર ઉપર ઊંચી શિલા હોય, ત્યાં ભૈરવનું* મંદિર બાંધવામાં આવતું અને માનવામાં આવતું કે એ સ્થળેથી

ભૈરવનો જાપ કરતાં કરતાં જો કોઈ કૂદી પડે તો તેને આત્મહત્યા ન ગણવી જોઈએ. એવું માનવામાં આવે છે કે આ જાતના મૃત્યુ પછી મોક્ષ જ મળે છે. અલ્હાબાદ-પ્રયાગમાં જ્યાં ગંગા-યમુનાનો સંગમ છે ત્યાં આગળ અક્ષયવટ પર ચડીને પાણીમાં ભૂસકો મારીને થોડાક લોકો પ્રાણાન્ત કરતા હતા. આ પ્રથા બંધ કરવા સારુ અકબર બાદશાહે અક્ષયવટની આસપાસ એક કિલ્લો ચણાવી લીધો. પરિણામે આત્મહત્યા દ્વારા મોક્ષ પામવાનો એક રસ્તો શ્રદ્ધાળુ લોકો માટે બંધ થઈ ગયો!

પ્રયાગ વિશે જ્યારે હું વાંચતો હતો ત્યારે ઉપરની બધી વાતો જાણવામાં આવી.

આ ભૈરવઘાટ ઉપરથી પડતું મેલીને મોક્ષ પામવાના રિવાજ અંગે મેં અન્યત્ર કેટલુંક વિવેચન કર્યું છે. સૃષ્ટિની ભવ્યતા, પર્વતના શિખરની ઉત્તુંગતા અથવા સાગરની ગંભીરતા જોઈને જ્યારે મનુષ્યના મન ઉપર એની કેફ જેવી અસર થાય છે; મનુષ્ય એ નશામાં અંદરથી બહાર નીકળીને શરીર છોડી દે છે, ત્યારે સંભવ છે કે તેને ક્ષણિક ભાવના દ્વારા અથવા એકપક્ષી ચિંતન દ્વારા વિશ્વાત્મૈક્યનો સાક્ષાત્કાર થતો હોય અને એ ઐક્યના અનુભવની સાથે જ શરીરનું અળગાપણું જો એને અસહ્ય જણાતું હોય, અને એટલા માટે ઐક્યાનુભવ સ્થિર કરવા સારુ જો તે શરીર છોડી દેતો હોય તો તેની પણ એક સ્વતંત્ર કક્ષા માની લેવી જોઈએ. આજના લોકો તેને ક્ષણિક ગાંડપણનો આવેગ કહી શકે છે. કોઈ એને કાવ્યમય વૃત્તિનો ઉત્કર્ષ કહીને એનું સમર્થન પણ કરી શકે છે. હું તો એને સાધનનો ઉન્માદ કહીશ. આવા સ્થળે જતાં જે ભાવનાનો ઉદ્રેક થાય છે, એનો કંઈક અનુભવ થવાથી મેં એને સાધનનો ઉન્માદ કહ્યો છે. જે હોય તે, એવા પ્રાણાન્તનું સમર્થન થઈ શકશે નહિ, એની નિંદા પણ ન થઈ શકે. 'मारणान्तिक संल्लेखना'નો એ એક પ્રકાર હોઈ શકે છે. ઉપવાસ દ્વારા જ શરીર છોડવું જોઈએ, *એવી મર્યાદા આપણે 'मारणान्तिक संल्लेखना' ઉપર શા સારુ લાદીએ?*

વિજયનગરના કોઈ રાજાએ મોટા સમારંભપૂર્વક નદીમાં પ્રવેશ કર્યો અને બધા પ્રજાજનોને નમસ્કાર કરીને જળસમાધિ લઈ લીધી; એવું વર્ણન મેં કોઈ એક કન્નડ ગ્રંથમાં વાંચ્યું હતું. આ કિસ્સો પણ 'मारणान्तिक संल्लेखना' નો એક પ્રકાર હોઈ શકે.

આત્મહત્યા અથવા સ્વેચ્છા–સ્વીકૃત મરણનું કાયદાની દૃષ્ટિએ વિવરણ અહીં નથી કર્યું. કાયદા–કાનૂન તો સમાજની બહુજનમાન્ય કલ્પનાને અથવા એના બહુજન–સ્વીકૃત આદર્શોને દૃઢ બનાવે છે. સામાજિક આદર્શનું વિવેચન કાયદા–કાનૂનનું અનુયાયી ન હોઈ શકે. કાનૂને જ આદર્શનું અનુસરણ કરવું જોઈએ.

એક જાપાની વીર પોતાના શરીર પર તરેહવાર બૉમ્બ બાંધીને વિમાનમાં સવાર થયો અને જ્યારે વિમાન આકાશમાં શત્રુની કોઈ આગબોટ ઉપર આવ્યું ત્યારે તે, ઉપરથી, આગબોટની અગાશી ઉપર કૂદી પડયો. આ રીતે તેણે શત્રુની આગબોટનો અને સાથે જ પોતાનો નાશ કરી નાખ્યો. આવું વર્ણન ગયા યુદ્ધ વખતે ક્યાંક વાંચેલું. આવી વીરતા દાખવનાર વીરોની મંડળીને 'સ્યૂસાઈડ સ્કવૉડ' કહે છે. મહાભારતમાં પણ સંશપ્તક દળનો ઉલ્લેખ આવે છે. એ લોકો ભારતીય નહોતા. જ્યારે એ લડવા જતા હતા ત્યારે જીવતાં પાછું ન ફરવું એવી પ્રતિજ્ઞા લઈને જ જતા. આ પણ 'સ્યૂસાઈડ સ્કવૉડ' (આત્મહત્યારાઓની પલટણ) જેવું જ દળ હતું.

આવા સ્વેચ્છા–મરણની સમાજ પ્રશંસા કરે છે. એવા વીરોના રાસડા રચાય છે. આત્મહત્યા ગણીને એની ક્યારેય પણ કોઈએ નિંદા કરી જાણી નથી. મામૂલી યુદ્ધમાં હરેક જણ મરે જ છે, તે નહિ. જે યુદ્ધમાં ભરતી થાય છે તે મોતનો ખતરો ઉઠાવે જ છે. પરંતુ 'સ્યૂસાઈડ સ્કવૉડ'માં તો મરણ નિશ્ચિત જ છે, તોપણ એને કોઈ આત્મહત્યાનો અપરાધ નથી કહેતું, કારણકે એમાં પ્રેરણા હોય છે ક્ષાત્રધર્મ દ્વારા સર્વોત્તમ રાષ્ટ્રસેવા કરવાની.

ગાંધીજી જેને આમરણ અનશન કહેતા હતા, એમાં અને 'मारणान्तिक संल्लेखना' માં ભારે મોટા તફાવત છે. આમરણ અનશનના વિચારના પાયામાં મરવાની ઇચ્છા નથી હોતી, અનશન દ્વારા કોઈના મન પર અને હૃદય પર અસર કરવાનો ઉદ્દેશ હોય છે. અસર થતાં જ અનશન છોડવાનો સંકલ્પ હોય છે. થોડા દિવસો અનશન કરીને સંતોષ માનવાની એમાં વાત નથી. સાત કે દશ દિવસના ઉપવાસથી પણ અસર ન થઈ તો બાર-પંદર દિવસ સુધી પણ ઉપવાસ લંબાવવાનો અને એમ લંબાવતાં લંબાવતાં દેહ પણ જો પડે તો તે પરિસ્થિતિનો પણ સ્વીકાર કરવાનો એમાં સંકલ્પ હોય છે. ઉપવાસ દ્વારા અસર પાડવાનો સંકલ્પ અને આવશ્યકતા ઊભી થયે મરવાની તૈયારી, એ છે એનું સ્વરૂપ. 'मारणान्तिक संल्लेखना'માં મરણ જ પ્રાપ્તવ્ય હોય છે. તેથી સામાન્ય લોકો એને આત્મહત્યા માને છે અને એનો વિરોધ કરે છે. મૃત્યુ શિકારીની પેઠે આપણી પાછળ પડે અને આપણે બચવા માટે ભાગવા માંડીએ, એ દૃશ્ય મનુષ્યને શોભાસ્પદ નથી. જીવનનું પ્રયોજન સમાપ્ત થયું છે એવું અનુભવતાં જ મૃત્યુને આદરણીય અતિથિ સમજીને એને આમંત્રણ દેવું, એનું સ્વાગત કરવું, અને એ રીતે સ્વેચ્છા-સ્વીકૃત મરણ દ્વારા જીવન કૃતાર્થ કરવું, એ એક સુંદર આદર્શ છે. માનવીય જીવનનું ચિંતન કરનારાઓએ એની ગંભીરતા પર વિચાર કરવો જોઈએ.

ઑગસ્ટ, ૧૯૫૬

## ૫

## મરણદાન

આપણે લોકો ભ્રાતૃભાવથી, કૌટુમ્બિક ભાવથી યા દયાભાવથી મનુષ્યો અને મનુષ્યેતર જીવોની કાંઈ ને કાંઈ સેવા કરતાં જ રહીએ છીએ. સેવાવૃત્તિ મનુષ્યસ્વભાવનું સહજ અને સુંદર અંગ છે. જ્યાં સેવાની આવશ્યકતા છે એવા પ્રસંગમાંથી મોટું ન ફેરવી લેવું અને જ્યાં સેવાની જરૂર નથી ત્યાં મોહવશ થઈને સેવા કરીને અસેવાના દોષમાં ન ફસાવું, એ છે મનુષ્યનો ધર્મ. આ ધર્મને યથાર્થ રૂપે સમજવા માટે સેવાધર્મના રહસ્યને સારી પેઠે સમજી લેવું જોઈએ.

કોઈ ભૂખ્યાને અન્ન દેવું, તરસ્યાને પીવા પાણી કે શરબત આપવું, થાક્યાપાક્યાને આરામ અને આહાર દેવો, રોગીને દવા દેવી અને પથ્યનો પ્રબંધ કરવો, શરણે આવેલાને આશ્રય દેવો, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનારાને કન્યા દેવી, જિજ્ઞાસુને જ્ઞાન દેવું, ઉત્કટ સાધકને સાધના દાખવવી, પુરુષાર્થીને સહકાર દેવો, પ્રતિજ્ઞા-દુર્બળને વચનપાલન કે વ્રતપાલનમાં મદદ કરવી, ઊંઘણશીને વેળાસર જગાડવા, પ્રમાદીને જાગરુક રાખવા ઇત્યાદિ સેવાના અનેક પ્રકાર છે. અન્નદાન-અભયદાનથી માંડીને જ્ઞાનદાન અને સહયોગદાન સુધીનાં અનેક પ્રકારનાં દાનો દ્વારા આપણે સેવા કરી શકીએ છીએ. આ દાનવૃત્તિમાં પ્રેમ ભાવ જ પ્રેરક હોય છે. જેમને કાંઈ પણ દાન દઈએ છીએ, એમનું ભલું કરવાની જ કામના એમાં હોય છે.

હવે, સવાલ એ ઊભો થાય છે કે, કોઈ જીવને જીવવું અસહ્ય થઈ પડયું હોય, જીવવાનો કોઈ જ અર્થ ન રહ્યો હોય અને એવી હાલતમાં તેને મરણની જરૂર હોય તો ત્યાં આપણે મદદ કરી શકીએ કે કેમ! મહાદજી સિંધિયાના જમાનાના ઇતિહાસની એક ઘટનાની વાત તો આગળના પહેલા પ્રકરણમાં કરી જ છે.

શું આપણે તેને ખૂન કહી શકીએ છીએ? હું તો કહીશ કે મરણદાનનું આ વિશુદ્ધ ઉદાહરણ છે. પેલા વાટમારગુએ સત્કર્મ જ કર્યું, જેણે પેલા વીરના ગળા પર ખંજર ચલાવીને તેને વેદનામુક્ત કર્યો. આવા અવસર પર હરેક સજ્જનનું એ જ કર્તવ્ય હોઈ શકે છે. આ મરણદાનને આપણે ખૂન કહી શકતાં નથી, ન તો હત્યા. જે રીતે વાઢકાપ કરનાર દાક્તર (શલ્યવૈદ્ય-સર્જન) દરદીના હાથ કે પગ કાપીને દૂર કરે છે અને દરદીની સેવા કરવાનો આનંદ અનુભવે છે, એ જ રીતે વિશિષ્ટ અવસર વખતે આખાયે શરીરને કાપીને દરદીને દુઃખમુક્ત કરવો એ પણ એક સેવા જ થઈ ગણાય.

જ્યૂલિયસ સીજરના રાષ્ટ્રિય ખૂનમાં સીજરનો પ્રિય મિત્ર બ્રૂટ્સ પણ સામેલ હતો. રોમની જનતા બ્રૂટ્સ પર ચિડાઈ ગઈ અને તેને મારવા દોડી. બ્રૂટ્સ નાઠો, પરંતુ જ્યારે એણે જોયું કે લોકો એને ઘેરી વળ્યા છે, ત્યારે એણે વિચાર્યું કે હું આ લોકોને હાથે શા સારુ મરું? તેણે તેના નોકરને કહ્યું કે અહીં દીવાલની પાસે ઊભો રહે અને તારી તલવાર મારી તરફ તાકીને, મજબૂત પકડમાં રાખીને, ઊભો રહે. પછી બ્રૂટ્સ જોશભેર દોડતો આવ્યો અને તે તલવાર સાથે ઘસાઈ, પડયો. તલવાર એના પેટમાં આરપાર નીકળી ગઈ અને બ્રૂટ્સનો અંત આવી ગયો. બ્રૂટ્સે ખૂનથી બચવા સારુ આત્મહત્યા કરી અને તેના નોકરે પોતાના માલિકને મરણ પામવામાં મદદ કરી. આ પણ એક પ્રકારનું મરણદાન જ હતું.

કોઈ એક સજ્જનને કોઢ નીકળ્યો, ગળતો કોઢ હતો, જેને રક્તપિત્ત પણ કહે છે. તરેહવાર ઇલાજો કરવા છતાં રોગ હટ્યો નહિ. આખાયે શરીરમાં ફેલાઈ ગયો. હાથ, પગ, નાક, કાન, આંખ—બધું વ્યાપ્ત થઈ ગયું. જીવવું અકારું થઈ ગયું. આસપાસના સેવા કરનારા લોકો થાકી ગયા. રોગમુક્ત થવાની આશા હોત તો સેવકો ન થાકત. પરંતુ અહીંયાં તો કેવળ મરણ નહોતું આવતું તેથી તેની સેવા કરતા રહેવાની વાત હતી. આખી પરિસ્થિતિ સમજી દરદીએ દાક્તરને પ્રાર્થના કરી : "હવે મારા જીવવામાં સ્વારસ્ય શું રહ્યું છે? મારું આ વેદનાપૂર્ણ દુર્ગંધયુક્ત શરીર અને નિરર્થક જીવન જોતાં રહેવું શું તમને શોભાસ્પદ છે? આવા શાપરૂપ જીવનથી મને મુક્ત કરવાનું શું તમારું કર્તવ્ય નથી? તમારો દયાધર્મ શું કહે છે? મને જો મરણદાન નહિ કરો તો એ તમારી કઠોરતા અને ક્રૂરતા નહિ ગણાય? કાંઈ નહિ તો કાયરતા તો એ ગણાશે જ."

હું માનું છું કે આવી હાલતમાં મરણદાન દઈને શરીર છોડવામાં દરદીને મદદ કરવી, એ જ દાક્તરનું પવિત્ર કર્તવ્ય છે. એને ટાળવું એ સામાજિક ગુનો છે, અધર્મ છે.

સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમાં અમે લોકો એક ગૌશાળા ચલાવતા હતા. એમાં ગાયનો એક વાછરડો બીમાર પડયો. અમ આશ્રમવાસીઓની ગૌભક્તિ તુચ્છ કોટિની નહોતી. આશ્રમ પાસે સેવકો અને પૈસાની પણ કમીના નહોતી. ગામ અને શહેરના પશુવૈદ્ય બોલાવવામાં આવ્યા. બધી જ જાતના ઇલાજ કરવામાં આવ્યા. પરંતુ વાછરડાનો રોગ દૂર થયો નહિ. તેની અંતઘડી નજીક આવી લાગી. ચાર–આઠ દિવસ વેદના ભોગવીને વાછરડો મરી જાત. એવી હાલતમાં ગાંધીજીએ સવારની પ્રાર્થના પછી આશ્રમની કેટલીક મુખ્ય વ્યક્તિઓને બોલાવીને પૂછ્યું : "તમારો સૌનો શો મત છે? આ વાછરડાના જીવનનો અંત આણવો એ આપણો ધર્મ છે, એવો મારો અભિપ્રાય છે. તમારો અભિપ્રાય ઇચ્છું

છું." મેં કહ્યું : "આપના મત સાથે હું સંમત તો છું, પણ સવાલ ગભીર હોઈને, મારો ધર્મ છે કે હું વાછરડાની આ ક્ષણની હાલત જોઉં અને પછી જ મારો મત આપું."

જ્યારે હું ગોશાળામાં ગયો ત્યારે વાછરડો બેહોશ થઈને પડયો હતો. હલનચલન કંઈ નહોતું, સંચળ માત્ર નહિ. હું વિમાસણમાં પડયો કે મારો મત કેવી રીતે નિશ્ચિત કરી લઉં ?

એટલામાં વાછરડાના શરીરમાં વેદનાનો નવો હુમલો આવી ચડયો. તે તેના ચારેય પગ જોસ કરી કરીને પછાડતો હતો અને ઘસડતો હતો. તેની વેદના દેખી જાય એવી નહોતી. મેં મારો મત નક્કી કરી નાખ્યો.

ગાંધીજીએ એક દાક્તરને બોલાવ્યા. એમણે એક એવું ઇન્જેક્શન આપ્યું કે એક ક્ષણમાં જ વાછરડો શાન્ત થઈ ગયો અને એની જીવનયાત્રા સમાપ્ત થઈ ગઈ.

ગાંધીજીએ આ આખોયે કિસ્સો વર્તમાનપત્રમાં છાપ્યો અને હિન્દુ જગતમાં મોટી હલચલ મચી ગઈ, કે મહાત્માજીએ ગોહત્યાનું પાપ કર્યું. એ વિષય પર ગાંધીજીને અનેક લેખ લખવા પડયા અને અંતે પ્રકરણ શાન્ત પડયું.

સરદાર વલ્લભભાઈએ એવો મત આપ્યો હતો કે વાછરડો આપોઆપ ચારછ દિવસમાં મરી જશે. એને જલદી છોડાવવાથી આપ નાહકની ટીકા–ટિપ્પણી વહોરી લેશો અને અત્યારે અમે જે ફંડ એકઠું કરવા અમદાવાદ, મુંબઈ, સૂરત જઈ રહ્યા છીએ, એમાં બાધા આવવાની. ગાંધીજીએ એટલું જ કહ્યું : "વાત સાચી છે. પરંતુ આ ધર્મનો સવાલ છે ને ? વાછરડા પ્રત્યે આપણો જે ધર્મ છે તેનાથી આપણે કઈ રીતે વિમુખ થઈ શકીએ ?"

ધર્મની બાબતમાં ગાંધીજી સાથે ચર્ચા ન કરવાનો વલ્લભભાઈનો નિશ્ચય હતો. તેઓ ચૂપચાપ ચાલ્યા ગયા.

જાનવરોની બાબતમાં, ખાસ કરીને ઘરમાં પ્રેમથી રાખેલા પાલતુ જાનવરોની બાબતમાં, મરણુ-દાનના કર્તવ્યનો સ્વીકાર કરવાનું કામ એટલું કઠિન નથી. જો ઉપરના કિસ્સામાં ગાયના વાછરડાનો સવાલ ન હોત, બીજા કોઈ પ્રાણીનો હોત, તો સમાજમાં આટલી હલચલ ન મચત. લોકો પોતાની બુદ્ધિ ચલાવીને મરણુ-દાનની વાત, કદાચ સહેલાઈથી માની જાત.

પરંતુ મનુષ્યને વિશિષ્ટ સ્થિતિમાં મરણુ-દાન દેવું વિહિત કે ધર્મ્ય છે યા નહિ, એ સવાલ ભારે સંકુલ છે.

પાલતુ જાનવર આપણો પ્રેમ સમજી શકે છે. પ્રેમ કરે પણ છે. પરંતુ તે ન તો પોતાની પરિસ્થિતિ પૂરેપૂરી સમજી શકતું હોય છે, ન તો વિચારપૂર્વક અભિપ્રાય બાંધી શકતું હોય છે, કે ન તો વળી તે પોતાનો મત પણ દર્શાવી શકતુ હોય છે. તેથી જેમ નાના છોકરાંઓની બાબતમાં મા-બાપ અથવા પાલકને જ બધું નક્કી કરવું પડતું હોય છે, એ જ રીતે પાળેલાં જાનવરોની બાબતમાં પણ નક્કી કરવાનો અધિકાર માલિકનો જ છે

જો બધા જ મનુષ્યોની દાનત સારી હોત તો મનુષ્યને મરણુ-દાન દેવાની બાબતમાં પણ સવાલ સરળ થઈ જાત. જો રોગી અથવા મરણુ-દાનનો યાચક ખુદ જાતે જ કહે કે મને મરણુ દઈ દો, સમાજ એટલે કે સમાજના પ્રતિનિધિ પણ માન્ય કરે કે પ્રસંગ મરણુ-દાનને યોગ્ય છે તો ગંભીરતાથી વિચારવા માટે થોડો સમય આપીને ત્યાર બાદ મરણુ-દાનનું ઔચિત્ય સ્વીકારી લઈને એટલી સેવા થઈ શકે.

પરંતુ મનુષ્ય-સમાજમાં લોકોના પારસ્પરિક સંબંધો જટિલ હોય છે. કોઈની સાથે કોઈ ને છૂપી દુશ્મનાવટ હોય છે. કોઈના મરણથી કોઈ બીજાને આર્થિક યા બીજા ભળતા લાભો મળી શકતા હોય છે અથવા તો અધિકાર પ્રાપ્ત થઈ શકતો હોય છે. જે જે હેતુસર એક મનુષ્ય બીજાનું ખૂન કરી શકે છે, તે તે હેતુઓથી પ્રેરિત, થઈને મનુષ્ય ચાલબાજી કરી શકે છે અને મરણ-દાનની યોગ્યતા કૃત્રિમતાથી સિદ્ધ કરી શકે છે. તેથી મનુષ્યને મરણ-દાન દેવાના શુદ્ધ અને સ્પષ્ટ પ્રસંગ અને તેનું ઔચિત્ય માન્ય કરવા છતાં મરણ-દાનની સંમતિ દેવી ખતરનાક છે.

તેથી સમાજ કહેશે કે માનવીય સંસ્કૃતિની આજની હાલતમાં, કોઈ પણ પ્રકારે મરણ-દાન માટે સંમતિ ન દેવી એ ઉચિત છે. વ્યવહારની દૃષ્ટિએ આ નિશ્ચય કે નીતિ અનુચિત નથી. પરંતુ શુદ્ધ, પવિત્ર સેવાધર્મની માગની આપણે અવહેલના પણ કરી શકીએ નહિ. કોઈ માણસને, તે બીમાર પડે છતાં દવાદારૂ ન દેવાં, એના ચિકિત્સા ન કરવી, એ જેવી અસામાજિક વૃત્તિ છે, કઠોરતા છે, ગુનો છે, તે જ રીતે જ્યા મરણ-દાન સર્વોત્કૃષ્ટ સેવા છે, ત્યાં તેના ભણીથી મોં ફેરવી

સમજવા કે વિચારવા માટે ભાવા નથી, તેના સ્વભાવનો વિકાસ કેમ થવાનો! જાનવરોનેય ઓછામાં ઓછું આંખ-કાન તો હોય છે. તેથી તેઓ પરિસ્થિતિને અમુક અંશે તો સમજી શકે છે. અહીં તો "એમીબા" જેવી હાલત, ખાવું, પીવું અને જીવવું. પરંતુ બાળકીને મગજ પણ હતું, જેનો કાંઈ વિકાસ ન થઈ શક્યો. એવી હાલતમાં બાળકીના સ્વભાવની પણ આપણે કલ્પના કરી શકીએ છીએ.

પિતાએ પોતાની તમામ શક્તિ લગાડીને, ભારે બહાદુરી, અને અસાધારણ નિષ્ઠાથી બાળકીની સેવા કરી. હવે બાળકી ત્રીસ વરસની થઈ ગઈ અને પિતા વૃદ્ધ થઈને પાંગળા થઈ ગયા પોતાને સંભાળવાનુંય એને મુશ્કેલ થઈ ગયું. એણે જોયું કે હવે તે આ દુનિયાનો થોડા દિવસનો જ મહેમાન છે. છોકરીની ચિંતા તો હતી જ. પિતાના મૃત્યુ બાદ મૂંગી, બહેરી અને આંધળી તથા પાંગળી છોકરીની સંભાળ કોણ લેશે? પ્રેમથી તેનું જતન કોણ કરશે? પિતાએ ખૂબ વિચાર કર્યો. અનેક ઉપાય વિચાર્યા. તેને કશું ન સૂઝ્યું. એણે છોકરીની જે પ્રેમથી સેવા કરી હતી એ જ લોકોત્તર પ્રેમે એને હિંમત દીધી. અંતે સેવા તરીકે એણે છોકરીને મરણ-દાન દેવાનો સંકલ્પ કર્યો અને એનો અમલ પણ કર્યો. છોકરીના જીવતાં જે સમાજે પિતાને તલભાર પણ મદદ નહોતી કરી અને એની સાથે વિચાર-વિનિમય સુદ્ધાં નહોતો કર્યો એ સમાજે, સમાજના સરકારી પ્રતિનિધિઓએ, પિતા ઉપર ખૂનનો આક્ષેપ મૂક્યો. કોર્ટમાં એનો મુકદ્દમો ચાલ્યો. ન્યાયાધીશ વિમાસણમાં પડી ગયા. આવો કિસ્સો તેની સમક્ષ ક્યારેય નહોતો આવ્યો. કાયદાની મર્યાદાની બહાર તે જઈ શકતા નહોતા. ખૂબ વિચાર કરીને એમણે ફેંસલો આપ્યો કે પિતા મનુષ્ય-વધનો દોષી તો છે, પરંતુ અસાધારણ પરિસ્થિતિનો વિચાર કરીને તેને ક્ષમા કરવામાં આવે.

વૃદ્ધ પિતા મરણને કાંઠે તો પહોંચ્યો જ હતો. જો કોર્ટ તેને મરણની સજા ફરમાવત તો કદાચ પિતા એ સજા હર્ષભેર સ્વીકારી

હોત. દીકરીની આખર ઘડી સુધી સેવા કર્યાનું સમાધાન તો તેને હતું જ. પોતાના મૃત્યુ પછી પુત્રીની જે વિડંબના થાત, તેમાંથી બચાવવા સારુ તેણે પુત્રીને મરણ–દાન દીધું હતું, તેનું પણ તેને સમાધાન હતું. યજ્ઞકર્મ પૂરું કર્યા પછી અવભૃથ સ્નાન કરીને યજમાન જે રીતે કૃતકૃત્યતાનું સમાધાન અનુભવે છે, એ જ સમાધાન તેને મળ્યું હતું. સમાજ કે કોર્ટ શું કહે છે તેની તેને ચિંતા નહોતી.

પરંતુ સમાજનું હિત વિચારનારા, સમાજધર્મની મીમાંસા કરનારા, આપણે શું કહીએ છીએ? શું આપણે ન્યાયાધીશની સાથે સંમત થઈને કહીશું કે પિતાએ જે કર્યું તે અનુચિત કર્યું? અથવા પિતાના હૃદયમાં પ્રવેશ કરીને કહીશું કે પ્રેમધર્મ, સેવાધર્મ અને સમાજધર્મ સમજનાર બીજું કાંઈ કરી જ ન શકત. પિતાએ કર્યું તે યોગ્ય જ કર્યું.

એ દિવસોમાં વર્તમાનપત્રોમાં જ્યારે આ કિસ્સા વિશે મેં વાંચ્યું ત્યારે મારા મનમાં વેગપૂર્વક 'ભવતિ ન ભવતિ' ચાલ્યું. એક વિચાર મનમાં આવ્યો :

પિતાએ જે કાંઈ કર્યું, ત્રીસ વરસ સુધી પુત્રીની સેવા કરી, તેમાં સૌથી મુખ્ય ભાવ જવાબદારીનો હતો. 'મેં જે જીવને જન્મ આપ્યો તેની સેવા કરવી મારો ધર્મ છે.' પિતૃ–પ્રેમનો હિસ્સો પણ એમાં હતો. પરંતુ જે ખુદ પિતા ન હોય, એવા લોકો કેવળ મનુષ્ય–પ્રેમને કારણે અને સામાજિક જવાબદારીના ખ્યાલથી એ પિતાના જેવી સેવા ન કરી શકે? એણે માન્યું કે લાખોમાં આ જાતની સેવા કરનારો એક પણ પરોપકારી માણસ નહિ મળે. પરંતુ હરેક દેશમાં, હરેક સમાજમાં અને હરેક ધર્મમાં એવા સાધુ–સંત પેદા થયા છે, જેઓ કેવળ શુદ્ધ પ્રેમથી આ પિતા કરતાંય વધારે સેવા કરી શકયા છે. પિતાએ પોતાની પુત્રીનો આખોયે કિસ્સો સમાજ સમક્ષ અને ધર્મપરાયણ લોકો સામે શા સારુ ન રાખ્યો?

જેણે સ્વયં લોકોત્તર સેવા કરી, તે મનુષ્ય-હૃદય વિશે આટલો નાસ્તિક કેમ થયો? તેણે કેમ માન્યું કે તેનો સમાનધર્મા દુનિયામાં એક પણ મળવાનો નથી?

મનમાં આ વિચાર ઊઠ્યો તો ખરો, પણ બીજો વિચાર એ પણ આવ્યો કે સ્વસ્થ સ્થિતિમાં આ રીતે આદર્શ નિર્ણયની વાત વિચારવી સહેલી છે. પિતાની જગ્યાએ આપણે હોત તો શું કરત, એ પણ એક સવાલ છે. તેણે અંતિમ અને અપરિહાર્ય સેવા તરીકે પોતાની પુત્રીને જે મરણ-દાન દીધું, તેનો ન્યાય તોળનારા આપણે કોણ?

મનુષ્ય પોતે પોતાની સારી હાલતમાં વિચારીને ગંભીરતાપૂર્વક મરણની ઇચ્છા કરે અને સ્વેચ્છા-મરણ તેને માટે શક્ય ન હોય તો તેની પ્રાર્થના પર તેને મરણ-દાન કઈ હાલતમાં દઈ શકાય, વિચારવાની મુખ્ય વાત તો તે જ છે.

અને સાથોસાથ એ પણ વિચારવું પડશે કે અંતિમ નિર્ણય કરવાની સત્તા કોને હોય. કદાચ જીવશાસ્ત્રમાં પારંગત કોઈ તબીબી આદમી, ઉચ્ચ કોટિનો દાક્તર, કાયદા-કાનૂન જાણનારા કોઈ સારા ન્યાયાધીશ, સામાજિક ધર્મ અને અધ્યાત્મને પિછાનનારી કોઈ ધર્મ-પરાયણ વ્યક્તિ અને રોગી કે મરણાતુરના કોઈ નિકટના પ્રેમી અને સંબંધી, એવા લોકોની એક સમિતિ બનાવીને તેમના અભિપ્રાય પ્રમાણે નિર્ણય કરવાનું ઠીક રહેશે.

મરણ-દાનના પ્રસંગ સમાજમાં વિરલ હોય છે. એટલા માટે એવી સમિતિ પણ ખાસ કોઈ એક પ્રસંગ પૂરતી જ નિયુક્ત કરવી પડવાની. આવા પ્રસંગો ભલે વિરલ હોય, પરંતુ તેનો યોગ્ય ઇલાજ કરવાથી માનવીય સંસ્કૃતિ એક ડગલું આગળ વધશે અને જીવન-મરણના વિષયમાં આજે જે અશુદ્ધિનું રાજ ચાલે છે, તે દૂર થશે.

ઑક્ટોબર, ૧૯૫૬

૬

# અનાયાસ મરણ

સ્વેચ્છા–મરણ અને મરણ–દાન એ બન્ને સવાલો સાથે સંબંધ રાખનારો ત્રીજો સવાલ છે અનાયાસ મરણનો.

સામાન્ય રીતે માનવામાં આવે છે કે મનુષ્ય હરેક પ્રકારનું દુઃખ સહન કરીને પણ જીવવું પસંદ કરે છે. પરંતુ એવા પણ લોકો છે, જેમનું મન મરણ માટે હંમેશાં તૈયાર રહે છે, પણ તેઓ શારીરિક વેદના સહન કરવા પણ તૈયાર નથી હોતા. જેમ ઊંઘ આવે છે, તેમ જ જો મરણ પણ આવતું હોય, તો એમને લગરીકેય નારાજગી નથી થવાની.

થોડાક લોકો કહે છે, શરીરથી પ્રાણનું અલગ થવું એ ખાસ કષ્ટકર નથી હોતું. મનુષ્યને જે મૃત્યુનો ભય રહે છે, તે માનસિક હોય છે. જેની દ્વારા સુખ–દુઃખ થઈ શકે છે, જીવનનો અનુભવ અને જીવનની સાધના પણ જેની દ્વારા થતી આવી, એ શરીરને છોડવા મન તૈયાર નથી હોતું. પોતાનું અસ્તિત્વ મિટાવવું એ કલ્પના જ મનુષ્ય માટે ભયાવહ હોય છે. સ્ત્રી–પુત્રાદિ બધાં ઇષ્ટ મિત્રોને અને સંબંધીઓને છોડી જવું એ પણ એને કષ્ટપ્રદ થાય છે. કેટલાંક લોકોને પોતાની મિલકત છોડતાંય પ્રાણાન્તક દુઃખ થતું હોય છે! જે લોકોએ પોતાના જીવનકાળ દરમિયાન કશુંક મહત્કાર્ય સિદ્ધ

કરવાનો સંકલ્પ કર્યો હોય છે, એમને પોતાનું કાર્ય અધૂરું—રઝળતું મેલીને જતાં ખૂબ દુઃખ થતું હોય છે.

આ માનસિક દુઃખની કોઈ દવા નથી. જે ગીતાધર્મી છે, વેદાન્તને જાણે છે, જે સ્વભાવે કરીને જ પાકો આસ્તિક છે, એને એવું માનસિક દુઃખ ન હોઈ શકે. આત્મા અમર છે, સંકલ્પ—શક્તિ સર્વસમર્થ છે, જન્મ—મરણની ઘટમાળ ચાલતી જ રહે છે, એક જન્મમાં જે ન થયું, તેને પૂરું કરવા બીજો જન્મ મળવાનો જ છે, આ જાતની જેની શ્રદ્ધા છે, તેને માનસિક દુઃખ થવાનું કોઈ કારણ નથી.

જે વ્યક્તિઓને સમાજની માનવતા ઉપર વિશ્વાસ છે, એમને એ આશ્વાસન જરૂર હોય છે કે જે કામ મારાથી ન થયું, તેને સિદ્ધ કરનારા બીજા લોકો કયાંક નહિ તો કયાંક પણ, કયારેક નહિ તો કયારેક પણ પેદા થવાના જ. 'कालोह्ययम् निरवधिर विपुला च पृथ्वी ।'

અને જે લોકો એમ માને છે કે આ આખી જિંદગી અને દુનિયાનો બધો જ વ્યાપાર કેવળ એક ખેલ છે અને એ પણ નિષ્પ્રયોજન અને નિઃસાર છે, એમને પણ શરીર અને દુનિયા છોડતાં માનસિક દુઃખ ન થવું જોઈએ.

હવે રહ્યું શરીરનું દુઃખ, એટલે કે વેદના. એ દુઃખ ઓછું કરવું કે બિલકુલ દૂર કરવું એ મનુષ્યના પુરુષાર્થનો વિષય છે. જેને જીવવું જ છે તે એ અપરિહાર્ય વેદના સહન કરશે. જો વેદના ઓછી થઈ શકે એમ હશે તેને ઓછી કરશે. તેની શરત બેવડી હોય છે: મને જિવાડો પણ અને મારું દુઃખ પણ દૂર કરો. પરંતુ જ્યાં મરણની તૈયારી છે, ત્યાં મરણ લેવા-દેવાની શરત એક જ છે કે થઈ શકે એટલી વેદના દૂર કરો. મરણના આયાસને ટાળવાની ક્રિયાને અંગ્રેજીમાં 'યુથેનેશિયા'

કહે છે. આપણે એને અનાયાસ મરણ કહીશું. મરણના અનાયાસ પ્રકારો પ્રાચીનકાળથી મનુષ્યે ખોળ્યા જ કર્યા છે.

રોમન બાદશાહોના જમાનામાં જ્યારે બાદશાહ કોઈ મોટા માણસથી નારાજ થઈ જતો અને તેને દેહાન્ત દંડની સજા ફરમાવતો ત્યારે તે તેને મારી નાખવાના અશિષ્ટ પ્રકારો ટાળવાનું પસંદ કરતો હતો. કહેવરાવી દીધું કે બાદશાહે તમને દેહાન્ત દંડની સજા કરી છે ત્યાર બાદ તે માણસ જાતે જ અનુકૂળ ઢંગથી મરી લેતો હતો. રોમન સમ્રાટ નીરોએ પોતાના વૃદ્ધ મુખ્ય પ્રધાન સેનેકાને મૃત્યુદંડ સંભળાવ્યો. સેનેકાએ બાદશાહને કહેવરાવ્યું કે આપ મારી તમામ મિલકત લઈ લો અને મને નિવૃત્તિમાં જીવવા દો. બાદશાહ માન્યો નહિ.

એ દિવસોમાં મરવાનો સરળ રસ્તો હતો પોતાની નસ કાપીને લોહી વહાવી દેવાનો. લોહી વહેતાં વહેતાંમાં જ માણસ બેભાન થઈ જાય છે અને કોઈ પણ જાતની વેદના વિના જીવન સમાપ્ત થઈ જાય છે. સેનેકાએ પોતાની નસ કપાવરાવી. પરંતુ વૃદ્ધ શરીરમાંથી લોહી નીકળ્યું જ નહિ. પછી તે ગરમ પાણીમાં જઈને બેઠો ત્યારે લોહી વહેવા લાગ્યું અને યથાસમય સેનેકાનો પ્રાણ છૂટ્યો. સેનેકા મોટો તત્ત્વજ્ઞાની હતો. તેનાં જ્ઞાનવચનો આજે પણ આખી દુનિયામાં વંચાય છે

આજે તો વાઢકાપની, નસ્તર મૂકવાની વિદ્યાએ અસાધારણ પ્રગતિ કરી છે. માણસને બેહોશ કરવાની અથવા શરીરનો કોઈ ખાસ ભાગ બહેરો–ખોડ કરી નાખવાની તરકીબો મનુષ્યે હસ્તગત કરી છે. તેથી સ્વેચ્છા–મરણનો અને મરણ–દાનનો અધિકાર અને કર્તવ્ય જો માની લેવામાં આવે તો અનાયાસ મરણનો રસ્તો તો હવે સુલભ છે.

પરંતુ અમુક લોકો કહે છે કે મૃત્યુની ક્ષણે ચિત્ત સ્વસ્થ અને જાગૃત રહે તેમ જ પરલોક માટે આવશ્યક તૈયારી કરે એ જરૂરી છે. સ્વેચ્છા-મરણમાં એ પણ થઈ શકે છે. મનુષ્ય પોતાની પૂરી તૈયારી કરી લે. વસિયતનામું કરવું હોય તો તે પણ તૈયાર કરી રાખે. કાગળ-પત્ર કોઈને લખવાં હોય, લખી રાખે. જેમની વિદાય લેવી હોય, લઈ લે. પ્રાર્થના કે ધ્યાન ધારણા કરવાં હોય તે પણ કરી લે અને પછી સુંદર રીતે નિરાંતથી મૃત્યુને ભેટે. મૃત્યુ પણ એક સુંદર ચીજ છે. તેની પોતાની પણ લિજ્જત હોય છે. ધૂપ કે કપૂર જેમ સળગીને સમાપ્ત થતી વખતે સર્વત્ર સુગંધ પ્રસરાવે છે, તે જ રીતે સજ્જનોનું મૃત્યુ પણ પ્રસન્ન, મંગળ અને સુવાસિત હોવું જોઈએ. સંગીતનો લય જેમ મધુર હોય છે અને પાછળ આનંદદાયી સ્મૃતિ છોડી જાય છે, તેમ જ જીવનના લયને પણ આપણે સંગીતમય, આહ્‌લાદમય અને પરમશાન્તિમય બનાવી શકીએ છીએ. માનવીય સંસ્કૃતિનું આ આવશ્યક અંગ છે. જીવન-લંપટ સંસ્કૃતિ ઊણી-અધૂરી સંસ્કૃતિ છે. મરણ તો જીવનની કૃતાર્થતા જ છે, એટલું સમજનારી-પ્રમાણનારી સંસ્કૃતિ હવે શરૂ થવી જોઈએ.

ઑક્ટોબર, ૧૯૫૧

૭

# આત્મરક્ષા માટે મરણ

ઘણું કરીને તો આ ખલિલ જિબ્રાનનું વચન છે : "એક માણસે આત્મરક્ષા માટે આત્મહત્યા કરી, આત્મહત્યાની." વચન સાંભળતાં તો વિચિત્ર જેવું જણાય છે.

પોતાના શરીર પર અત્યાચાર ન થાય, એ ઉદ્દેશ ખાતર રજપૂત અને અન્ય કન્યાઓએ કંઈ કેટલીયે વાર જૌહર કર્યાં છે, અને સિદ્ધ કર્યું છે કે આત્મરક્ષા પ્રાણરક્ષા કરતાં પણ શ્રેષ્ઠ છે.

વિકટર હ્યુગોની મહાન નવલકથા 'લા–મિઝરેબલ' (દરિદ્રનારાયણ)મ ક્ષમાવૃત્તિના પ્રતિનિધિ છે પૂજાની દીવીઓનું દાન કરનારા બિશપ અને એમનો શિષ્ય છે પેલો ચોર, જે આખીયે કથાનો નાયક છે. એમની સામે ન્યાયને જ સાર્વભૌમ જીવનસિદ્ધાન્ત માનનારા અને સજા તથા બદલાની ઉપાસના કરનારા પક્ષના પ્રતિનિધિ છે પોલીસ ખાતાના વડા અધિપતિ. એ કથામાં એવો પ્રસંગ આવે છે કે પોલીસ થાણાના અધિપતિને ન્યાયનો પક્ષ છોડીને ઉદારતા અને ક્ષમાનો પક્ષ માન્ય કર્યા વિના કોઈ ઇલાજ નથી રહેતો. એ નિષ્ઠાવાન અધિકારીએ વિચાર્યું : 'श्रेयान् स्वधर्मो विगुणः' અને 'स्वधर्मे निधनं श्रेयः' કહીને તેણે આત્મહત્યા કરી લીધી. અહીં પણ આપણે કહી શકીએ કે પ્રાણ-ત્યાગ કરીને એમણે આત્મરક્ષા કરી. જ્યારે ગીતા કહે છે : 'संभावितस्य

चाकीर्तिः मरणाद् अतिरिच्यते'—ત્યારે પણ આત્મરક્ષાને કાજે મરણનો સ્વીકાર કરવાની જ વાત સૂચિત કરી છે.

જ્યારે મનુષ્ય જુએ છે કે વિશિષ્ટ પરિસ્થિતિમાં જીવવું છે તો હીન સ્થિતિ અને હીન વિચાર કે સિદ્ધાન્તને માન્ય રાખવા જ જરૂરી છે, ત્યારે શ્રેષ્ઠ પુરુષ કહે છે કે જીવીને નહિ, પણ મરીને જ આત્મરક્ષા થાય છે. ત્યારે મનુષ્ય એ રસ્તો મંજૂર રાખે છે, એને આપણે આસ્તિક કહીએ છીએ.

જાન્યુઆરી, ૧૯૬૧

## ૮

# મરણની તૈયારી

જીવન અને મરણના સંયોગથી વિશાળ જીવનસંસ્થા બને છે. બાર કલાકનો દિવસ અને બાર કલાકની રાત મળીને જેમ ચોવીસ કલાકનો અહોરાત્રવાળો દિવસ બને છે, એ જ જાતનો આ શબ્દ-પ્રયોગ છે.

શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ મળીને માસ થાય છે. પરિશ્રમ અને આરામ મળીને પ્રવૃત્તિ થાય છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ મળીને જીવન–સાધના બને છે. મૌન અને વાણી મળીને માનવીય સંપર્ક પણ બને છે. પ્રયોગ અને ચિંતન મળીને શારીરિક વ્યાપાર સફળ બને છે. શ્વાસ અને ઉચ્છ્વાસ મળીને પ્રાણનો વ્યાપાર ચાલે છે. આ રીતે જીવન અને મરણ બન્નેની યુગલ–રચના છે.

આમાં આપણું ધ્યાન જીવન-પર કેન્દ્રિત રહે છે, એટલે મરણ વિશે આપણે અનભિજ્ઞ અને ગભરાયેલા રહીએ છીએ. એવું ન હોત તો જે આસ્થાથી, પુરુષાર્થથી અને કૌશલથી આપણે જીવનની તૈયારી કરીએ છીએ, એ જ ઉત્કટતાથી આપણે મરણની પણ તૈયારી કરી હોત.

એ વાત સાચી છે કે મૃત્યુ પછી શું છે એ બાબતમાં આપણે નિશ્ચિત રૂપે કશું નથી જાણતાં, પણ એમ તો, આપણે જીવનમાં

ક્યાંથી અને કેવી રીતે પ્રવેશ કર્યો, તે પણ આપણે નથી જાણતા. મરણ માટે તૈયારી કરવાનું કામ જેટલું સહેલું અને સ્વવશ છે એટલું કદાચ જીવન-પ્રવેશની તૈયારીનું કામ સહેલું નથી. કોણ જાણે કઈ રીતે, એકાએક આપણે જીવનમાં પ્રવેશ કરીએ છીએ. એ જ રીતે, ખબર નહિ, મૃત્યુ પણ કઈ રીતે આપણને એક ક્ષણમાં ચોરી વળે છે.

આ થયું સ્થૂળ દષ્ટિનું વચન. જો સૂક્ષ્મ દષ્ટિએ જોવામાં આવે તો આપણા સુદીર્ઘ જીવનમાં આપણે બરાબર શોધી શકીએ છીએ કે આપણી મરણયાત્રા ક્યારે, કેવી રીતે શરૂ થઈ, કયા વેગે ચાલી અને કેમ કરીને તેની સમાપ્તિ થઈ? જે રીતે શુકલ પક્ષમાં કેવળ પ્રકાશ નથી હોતો અને કૃષ્ણપક્ષમાં અંધારું નથી હોતું, એ જ રીતે આપણા જીવનમાં મરણનું વણતર ધીરેધીરે વધતું જતું જોઈ શકીએ છીએ.

કઠોપનિષદના યમરાજ કહે છે કે મરણ પછી મનુષ્ય યથાકર્મ, યથાશ્રુતમ અને યથાપ્રજ્ઞા નવા જીવનમાં પ્રવેશ કરે છે. આ જીવનમાં આપણે જેવાં કર્મ કરીએ છીએ, પ્રયોગ અને ચિંતન દ્વારા જેવા જેવા અનુભવ અને જ્ઞાન વધારીએ છીએ તેમ જ આ વિશ્વ-સંસ્થાને અને જીવન-સંસ્થાને સમજવાની પ્રજ્ઞા વધારીએ છીએ, એ જ જાતનો નવો જન્મ આપણને મળે છે.

બીજી દષ્ટિએ વિચારવામાં આવે તો જેવી પૈતૃક પરંપરા હોય, તેવું જીવન આપણને મળે છે. મા-બાપની જીવન-સિદ્ધિ અથવા અસિદ્ધિ અને એમના સંકલ્પોના નિચોડ અનુસાર આપણને જન્મ મળે છે. એમનાં શરીરના પરમાણુમાંથી આપણું શરીર બને છે. એવા શરીરમાં જીવાત્મા રૂપે જ્યારે આપણે પ્રકટ થઈએ છીએ ત્યારે આપણી પૂર્વજન્મની સારરૂપ પૂંજી સાથે લઈને આવીએ છીએ. ત્યાર બાદ આ દુનિયાની આબોહવાથી અને પાર્થિવ તત્ત્વોથી

આપણને પોષણ મળે છે. આસપાસના સમાજમાંથી આપણને તરેહવાર સંસ્કાર મળે છે. આપણને ચાહનારા અને ન ચાહનારા સંબંધી લોકોના જીવનની અસર પણ આપણા પર થાય છે અને આટલા બધા ભાનાની સાથે આ જીવનમાં આપણે જાતજાતના પ્રયોગ કરતાં કરતાં જીવીએ છીએ અથવા જીવનલીલાનો અનુભવ કરીએ છીએ.

આવી જીવનસાધનામાં જો આપણે કેવળ જીવન-વિસ્તારનું જ ધ્યાન રાખીએ અને જીવન સમેટી લેવાની કાંઈ પણ તૈયારી ન કરીએ તો એ અશિક્ષિત જીવન થશે, અધૂરી સાધના થશે, અને એમાંથી એવા કલેશ પેદા થશે જેને આપણે સહેલાઈથી ટાળી શકીશું નહિ.

સવારે ઊઠતાં આપણે ખાવાની તૈયારી કરીએ છીએ. દિવસભરના પ્રવૃત્તિઓ ચલાવીએ છીએ. પરંતુ જ્યારે દિવસ ઢળે છે, રાત નજીક આવી પહોંચે છે, થાક વધે છે, ત્યારે આપણે હોંશભેર રાતનો વિશ્રામ અને નિદ્રાની તૈયારી કરવા લાગીએ છીએ. નાનાં બાળકોને જ્યારે ઊંઘ આવે છે, ત્યારે જ્યાં હોય ત્યાંનાં ત્યાં જ ઢળી પડે છે અને ઊંઘમાં ડૂબી જાય છે. પોતાનાં રમકડાં બીજા દિવસ માટે વ્યવસ્થિત રાખવાં, દિવસનાં કપડાં બદલવાં, પથારી તૈયાર કરવી અને ભગવાનનું નામ લેવું, રજાઈની નીચે જવું વગેરે તૈયારી એના ધ્યાનમાં નથી આવતી બાળક છે ને! કોઈ પણ ચીજની તૈયારી કરવાનો વિચાર એમને નથી હોતો.

મૃત્યુની બાબતમાં આપણી પણ એ જ હાલત છે! મનુષ્યે વિચારી વિચારીને એક જ વાત શીખી લીધી છે કે પોતાનું મૃત્યુ નીપજે પછી પોતાનાં માલ-મિલકતની અવ્યવસ્થા ન થવી જોઈએ, એટલા માટે મૃત્યુપત્ર અથવા વસિયતનામું લખી રાખવું. આ વિષયમાં પણ આપણાં લોકોમાં વસિયતનામું બનાવવાની આળસ જોવા મળે છે, રુચિ પણ દેખાઈ આવે છે. પ્રાચીન રોમન સમાજનો ખ્યાલ

હતો કે વસિયતનામું ન કરવું અને એમ ને એમ મરી જવું એ અસંસ્કારિતાનું લક્ષણ છે. એવા લોકોની સમાજમાં નિંદા થતી. કેટલાયે લોકો હર વરસે નવું અદ્યતન વસિયતનામું બનાવીને જનું રદ કરતા હતા.

જો અંગત માલ-મિલકત રાખવાં હોય તો વસિયતનામું બનાવવું આવશ્યક ચીજ છે. પરંતુ મરણની જે તૈયારીની આપણે વાત કરીએ છીએ, એમાં આ ચીજનું મહત્ત્વ ખાસ નથી. વસિયતનામું બનાવવાથી પાછળનાં લોકોને ઘણી સરળતા રહે છે. આપણને તો મનમાની વ્યવસ્થા કરવાનો સંતોષ મળે છે જ.

જે ઉત્સાહ અને દીર્ઘદૃષ્ટિથી યોજનાપૂર્વક જીવન-પ્રવૃત્તિનો આપણે વિકાસ કરીએ છીએ, તેટલી જ પારમાર્થિક દૃષ્ટિએ આપણે મરણની તૈયારી કરવી જોઈએ. એવી તૈયારીના કેટલાક મુદ્દાઓનો આપણે વિચાર કરીએ.

સૌથી પહેલો વિચાર કરીએ આપણી જીવન-સંગિની કાયાનો.

જીવનનાં પુરુષાર્થ અને પરાક્રમ માટે આપણે શરીર-શક્તિને વધારીએ છીએ. આપણો આહાર ધીમેધીમે વધે છે. ઇન્દ્રિયોની શક્તિ વધે છે. તેની સાથે મહત્ત્વાકાંક્ષા પણ વધે છે, સહયોગ શક્તિ પણ વધે છે. જ્યારે જીવનની ઉત્તરાવસ્થા શરૂ થાય છે, ચડતી કમાન ઊતરવા લાગે છે, જીવનસંધ્યાનો પ્રારંભ શરૂ થતો જણાય છે, ત્યારે ધીરેધીરે આહાર ઓછો કરી નાખવો જોઈએ. પચવામાં મુશ્કેલીરૂપ થાય એવા પદાર્થો ખાવાનું છોડી દેવું જોઈએ. ઊંઘતાં પહેલાં સાંજનું ભોજન હજમ થઈ જાય, એનું પણ ધ્યાન રાખવું જોઈએ. રાતે મોડેથી ખાવાથી ઊંઘ ભારે થઈ જાય છે.

શરીરનું વજન પણ કંઈક હલકું રહેવું જોઈએ. મનુષ્યે વિચારવું જોઈએ કે ખાવાના દિવસો હતા ત્યારે ખૂબ ખાધું, હવે તો

જિહ્‌વાલૌલ્ય ઓછું કરવું જોઈએ. શરીરને માટે જેટલું જરૂરી હોય, એટલું જ ખાવું સારું. જે ચીજો બનાવવામાં ખાસ તકલીફ ઉઠાવવી પડતી હોય એવી ચીજોનો આહાર પણ છોડી દેવો જોઈએ.

જેમજેમ પુરુષાર્થ ઓછો થાય છે, તેમતેમ ઉપભોગ પણ ઓછો કરતો જવો જોઇએ, એ જીવવાનો ઉત્તમ નિયમ છે.

ઊંઘની બાબતમાં કોઈ એક નિયમ ન હોઈ શકે. થોડાક લોકોની ઊંઘ ઓછી થઈ જાય છે, તો થોડાકની વધી જાય છે. ઊંઘ ઉપર અત્યાચાર કર્યા વિના ઊંઘનું પ્રમાણ ઘટાડવું જોઈએ. જેટલું ઓછું થઈ શકે એટલું સારું. આહારનું પ્રમાણ ઓછું થયું તો ઊંઘની માત્રા પણ ઓછી કરવી સારી. બુઢાપો ખાસ તો ચિંતન માટે છે. પરિશ્રમ ઓછો થયો એ કારણે પણ નવરાશનો સમય વધારે મળે છે. આ બધો ફાજલ સમય ચિંતન કરવામાં જ ગાળવો જોઈએ. મનનો વ્યાપાર તો હંમેશાં ચાલતો જ રહે છે. ગંભીર ચિંતનમાં એ સમય જો ન ગાળીએ તો બુઢાપામાં ફિકર–ચિંતા વધી જાય છે અને નજીવી વાતો યાદ કરી કરીને મન એને જ વાગોળ્યા કરે છે. જીવનના અનુભવમાં જે વાતો ઉચ્ચ, ઉદાત્ત પામ્યા, તેનું સ્મરણ કરવું જોઈએ અને શાન્ત તેમ જ પ્રસન્ન રહેવું જોઈએ. અને સાથોસાથ માનવજાતિનાં દુઃખ દૂર કરવાના ઉપાયો શોધવા મનન કરવું જોઈએ. નિવૃત્તિના દિવસોમાં મનના કંઈક પક્ષપાતો દૂર થાય છે, સર્વહિતનું ચિંતન વધી શકે છે અને દીર્ઘકાળના અનુભવને કારણે વિચાર પણ પરિપક્વ થાય છે. એટલે વૃદ્ધાવસ્થામાં ચિંતનની ટેવ વધારવી જોઈએ.

બુઢાપાનાં દર્શન થાય પછી માણસે બહુ લેણ–દેણ ન કરવી જોઈએ. દેણું હોય તો તે તરત ચૂકતે કરી દેવું જોઈએ. કોઈનો અહેસાન માથે હોય, તો તેમાંથી પણ ઉઋણ થઈ જવું જોઈએ. કોઈના મનમાં આપણે મદદની અપેક્ષા ઉત્પન્ન કરી હોય તો તે સમય

પર તે દઈ દેવી જોઈએ. જે માણસ માથા પર કરજનો બોજો લઈને દુનિયાની વિદાય લે છે, તેનો મોક્ષ નથી. સંન્યાસ લઈને કરજમુક્ત થવાની ચાલ લોકો અજમાવવા લાગ્યા ત્યારે ધર્માચાર્યોએ નિયમ બનાવ્યો કે કરજદારને સંન્યાસનો અધિકાર નથી.

કેટલાક લોકો મૃત્યુનું સ્મરણ થતાં જ વિહ્‌વળ અને દુખી થઇ જાય છે. સાચું પૂછો તો એવું થવા માટે કોઈ યોગ્ય કારણ નથી. આખી દુનિયાનો સદાય માટેનો ઇજારો લઈને તો આપણે આવ્યા નથી! દૂરદૂરના દેશોની અને બીજા સમાજોની ચિંતા તો આપણે કરતાં નથી, તેમ ભવિષ્યકાળ માટે પણ આપણે તટસ્થ બનવું જોઈએ. આપણા ચિંતનના ફળસ્વરૂપે જે વિચાર મનમાં આવે અથવા બીજાં કાંઈ સલાહ-સૂચન સૂઝે કે સ્ફૂરે તેને દુનિયા સમક્ષ ધરવામાં જ સંતોષ માનવો જોઈએ. આપણા જમાનામાં આપણે પુરુષાર્થ કર્યો અને સમાજની પ્રત્યક્ષ સેવા કરી, તો હવે નવી પેઢીને પોતાના જમાનાનો કબજો લેવાનો પૂરેપૂરો અધિકાર છે એ વાત સ્વીકારવી જોઈએ. એમની દુનિયા એમના હાથમાં સોંપીને આપણે સંતોષ માનવો જોઈએ અને અળગા રહેવું જોઈએ.

મોહવશ થઈને માણસે એમ ન માનવું જોઈએ કે પોતાનાં બાળબચ્ચાં અને બાળબચ્ચાંનાં બાળકો જ પોતાની મિલકતનાં વારસદારો છે અથવા પોતાના પ્રેમનાં અધિકારી છે. જે વિરાટ સમાજમાં આપણે જીવ્યાં અને જેના પુરુષાર્થનો આપણે લાભ ઉઠાવ્યો, તેઓ સહુ આપણાં પ્રેમ અને સેવાનાં મુખ્ય અધિકારી છે. ઓછામાં ઓછું, છેવટે ખુદનાં પોતાના હિતનો ખ્યાલ કરીને પણ મનુષ્યે વિચારવું જોઈએ કે ઘરનાં નોકર-ચાકર આપણો સાચો પરિવાર છે. એમની જ સેવાને કારણે આપણા અંતિમ દિવસો આરામથી પસાર

થવાના છે. એમને સંતુષ્ટ રાખવાથી, એમની કઠણાઈઓ દૂર કરવાથી, આસપાસ પ્રસન્નતાનું વાતાવરણ રહે છે.

એક બીજી વાત વિચારવા લાયક છે. બૂઢાપો વધતો જાય તેમ માણસે પોતાની પ્રવૃત્તિનો વિસ્તાર ઓછો કરવા મંડવો જોઈએ. ચીજો હાથમાંથી સરકવા લાગે એ અગાઉથી જ, તેને સામે ચાલીને છોડી દેવામાં આરામ રહેલો છે અને માનસિક શાન્તિ પણ.

યુવાવસ્થામાં જેમ મનુષ્ય પુરુષાર્થની નિતનવી તકો ખોળ્યા કરે છે એમ બૂઢાપામાં તેણે ચિંતનપૂર્વક મૃત્યુની તૈયારી કરવી જોઈએ. મૃત્યુનું ચિંતન હરેક પ્રકારે આહ્‌લાદક અને ઉપયોગી છે. મૃત્યુનું સ્મરણ રહેવાથી આપણાં સઘળાં કાર્યોમાં યોગ્ય પ્રમાણ જળવાઈ રહે છે.

ઘેર મહેમાન આવતાં જેમ આપણે એમનો ખ્યાલ રાખીએ છીએ અને પોતાની જવાબદારી યાદ રાખીને ગફલત નથી થવા દેતાં અથવા કોઈને ઘેર મહેમાન તરીકે રહેતાં આપણે એક ક્ષણ માટે પણ ભૂલતાં નથી કે આપણે મહેમાન છીએ, ઘર યજમાનનું છે અને એમને ભારરૂપ કે અડચણરૂપ થવું જોઈએ નહિ, એ જ રીતે જ્યારે બૂઢાપામાં મૃત્યુના ઇલાકામાં પહોંચી જઈએ ત્યારે વિચારવું જોઈએ કે હવે આપણે કાળભગવાનના રાજની લગોલગ પહોંચી ગયાં છીએ. હવે એમની જ હકૂમતમાં, એમના કાયદા–કાનૂનની આણ તળે રહેવામાં હરેક પ્રકારનો આરામ રહેશે. જે લોકો તત્ત્વદર્શી છે, વેદાંત–વિદ્યાનું જેમણે અધ્યયન કર્યું છે, એમને માટે તો આ અભિગમ હરેક અવસ્થામાં રહે છે. અમર આત્માનું એમનું ચિંતન ક્યારેય ઢીલું નથી થતું. એ જ રીતે, જીવનમાં મૃત્યુનો સાક્ષાત્કાર પણ ધ્રુવ છે, એ વાત તેઓ ક્યારેય ભૂલતા નથી. એમની તૈયારી હંમેશાં હોય છે. સંત જ્ઞાનેશ્વરને કોઈએ કહ્યું :

'म्हातारपणीं भक्ति करुं?' એમણે તરત પ્રશ્ન પૂછ્યો : 'आयुष्य काय तुझें आज्ञाधारुं?' ('બુઢાપો આવતાં ભગવાનની ભક્તિ કરીશું,' એવું કહેનારાને યોગીરાજ જ્ઞાનેશ પૂછે છે, 'શું આયુ–મર્યાદા તમારી આજ્ઞાકારી દાસી છે?')

આ તો થઈ સતર્ક તત્ત્વદર્શીની વાત. રોજિંદા વ્યવહારમાં ફસાયેલા લોકો બુઢાપો આવતાં પણ મૃત્યુનું ચિંતન નથી કરતાં. એટલે ધર્મરાજે કહ્યું કે અનાદિ કાળથી સઘળાં પ્રાણી મરતાં જ જોવામાં આવ્યાં છે, અને છતાં હરેક પ્રાણી પોતાને અમર જ માને છે. મૃત્યુનો ખ્યાલ મનમાં પણ નથી આવવા દેતાં! આનાથી વધારે મોટું આશ્ચર્ય કયું?

મૃત્યુની તૈયારીની સૂચના દેતાં કવિએ બે વાત કહી છે. ધન કમાતી વખતે અને જ્ઞાન મેળવતી વખતે મનુષ્યે મૃત્યુનું ચિંતન કરવું જોઈએ નહિ. આપણે અજર–અમર છીએ, એવું ધારીને જ સમાજ માટે ધર્મની અને જ્ઞાનની પૂંજી વધાર્યા કરવી જોઈએ. પરંતુ કર્તવ્યાચરણમાં શિથિલતા ન આવે, ધર્મપાલનમાં ગફલત ન થાય, એટલા સારુ સદાસર્વદા યાદ રાખવું જોઈએ કે મૃત્યુ કોઈ પણ પળે આવી જ પહોંચવાનું છે.

આ તો થઈ વ્યવહારની શુદ્ધ દૃષ્ટિ. પરંતુ જેમ જમીન પર ચાલતાં, પાણીમાં તરતાં કે આકાશમાં ઊડતી વખતે આપણે પૃથ્વીનાં ગુરુત્વાકર્ષણને નથી ભૂલતાં, તેમ જ હંમેશાં, અને ખાસ કરીને તો બુઢાપામાં, મૃત્યુનું સ્મરણ જાગૃત રાખવું જોઈએ. મરણનું સ્મરણ એટલે જ વ્યાપક જીવનની સુંદર સાધના. તેથી માનસિક આરોગ્ય મજબૂત થાય છે, ચિત્તને શાંતિ મળે છે, હૃદય પ્રફુલ્લિત રહે છે અને ધર્મજીવન પોતાને સારુ તેમ જ સમાજ માટે પણ આશીર્વાદરૂપ બને છે.

ડિસેમ્બર, ૧૯૫૬

## ૯

# મૃત્યુનું રહસ્ય

દિવસ–રાત્રિ મળીને જેમ ચોવીસ કલાકનો દિવસ બને છે, શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ મળીને મહિનો બને છે તેમ જ જીવન અને મરણ મળીને જિંદગી એટલે કે વ્યાપક જીવન બને છે. દિવસ–રાત્રિની અથવા ઉભય પ્રક્ષની ઉપમા કોઈને કદાચ ન રુચે. તેઓ કહેશે કે અહોરાત્ર બાર–બાર કલાકનાં સમાન હોય છે. શુક્લપક્ષ–કૃષ્ણપક્ષ પંદર પંદર દિવસના હોય છે. જીવન–મરણનું એવું નથી. જીવન દીર્ઘકાળ ઉપર ફેલાયેલું, છવાયેલું હોય છે. મૃત્યુ એક ક્ષણની ચીજ છે. આખરી શ્વાસ લઈ લીધો અને જીવવાનું સમાપ્ત થયું. મૃત્યુ ક્ષણિક છે. એની તુલા કે તુલના જીવન સાથે કઈ રીતે થઈ શકે?

લોકો કહે છે કે, શુક્લપક્ષમાં પ્રકાશ હોય છે, કૃષ્ણપક્ષમાં અંધારું. શું આ વાત સાચી છે? લોકો કહે છે, દિવસ સફેદ હોય છે અને રાત કાળી ભમ્મર. શું આ વાત પણ શુદ્ધ સત્ય છે?

જેને આપણે બાર કલાકની રાત કહીએ છીએ, તેના આરંભમાં અને અંતમાં સંધ્યા–પ્રકાશ હોય જ છે.

પૂનમની રાત આખી પ્રકાશિત હોય છે. અમાસની રાતને ચન્દ્રિકાનો અભાવ રહે છે. પરંતુ બાકી બધા જ દિવસોએ પ્રકાશ અને અંધકાર બન્નેને વત્તુંઓછું સ્થાન છે. આપણે એટલું કહી

શકીએ કે શુક્લપક્ષમાં સાંજે ચન્દ્રનાં દર્શન નથી થતાં. બાકી બન્ને પખવાડિયાંમાં પ્રકાશ અને અંધકાર બન્ને હોય છે.

આપણી જિંદગીમાં પણ મૃત્યુ પછી આપણાં એ જ જીવનનો ઉત્તરાર્ધ શરૂ થાય છે, જે પૂર્વાર્ધને મુકાબલે વ્યાપક અને દીર્ઘકાલિક હોય છે.

મનુષ્યના મરણ પછી તે તેના પોતાના સમાજમાં જીવિત રહે છે. કોઈનો સમાજ નાનો હોય છે, કોઈનો મોટો. મનુષ્ય પોતાના જીવનમાં જે ધર્મ કરે છે, વિચાર પ્રકટ કરે છે, ધ્યાન-ચિંતન કરે છે, તેની અસર તેના સમાજ પર થતી જ રહેતી હોય છે. કેટલીક બાબતોમાં આ અસર મરણ પછી વધારે થાય છે. મનુષ્યે પોતાના જીવનમાં જે જે કર્યું, સમાજ સાથે સહયોગ કર્યો કે તેની સેવા કરી, તેનો સારો-માઠો વારસો તેના સમાજને મળે છે અને એ રીતે તે સમાજ પર અસર કરતો રહે છે. આ છે એનું મરણોત્તર જીવન.

મહાવૃક્ષો અને પર્વતોની છાયા દૂર સુધી પહોંચે છે. બુદ્ધ ભગવાન અને મહાત્મા ગાંધી જેવાની અસર સમાજમાં હજારો વરસો સુધી પોતાનું કામ કર્યા કરે છે. તેથી એ લોકોને આપણે દીર્ઘજીવી અથવા ચિરજીવી કહીએ છીએ.

સમગ્ર રીતે જીવનનો વિચાર કરતાં તો એ કહેવું પ્રાપ્ત થાય છે કે મૃત્યુની આ પારનું, પૂર્વ જીવન નાનું હોય છે, કેવળ તૈયારી જેવું હોય છે, સાચું વિશાળ જીવન તો મૃત્યુ પછી જ શરૂ થાય છે. મૃત્યુ અગાઉનું જીવન પુરુષાર્થી હોવાને કારણે, તેનું મહત્ત્વ ખૂબ છે. મૃત્યુ પછીનું જીવન પરિણામરૂપ હોવાને કારણે વ્યાપક અને દીર્ઘકાલીન હોય છે. તેથી તેનું મહત્ત્વ પણ ઓછું નથી.

મૃત્યુ પછી જે જીવન જીવવામાં આવે છે, તેને આપણા ધર્મ-ગ્રંથોમાં-ઉપનિષદોમાં નામ આપ્યું છે સામ્પરાય. જે બાળકો જેવાં

અજ્ઞાન છે, આંધળાં છે, તેઓ સામ્પરાયને નથી જોઈ શકતા.
'न साम्परायः प्रतिभाति बालम् ।'

જે જ્ઞાની છે, જાણકાર છે, તેઓ મરણોત્તર જીવનને અને તેના મહત્ત્વને પિછાને છે. તે કહે છે કે આટલા ભારે મહત્ત્વના અને સુદીર્ઘ સામ્પરાયને નુકસાન પહોંચે એવું કાર્ય હું મારા જીવનમાં-પૂર્વ-તૈયારીના કાળમાં-કરીશ નહિ. બાળપણમાં જ જો ક્ષણિક ઉન્માદને કારણે બ્રહ્મચર્ય નષ્ટ કર્યું તો મનુષ્યનો આખોયે ગૃહસ્થાશ્રમ વણસી જાય છે. તેથી દીર્ઘદર્શી આત્મહિત સમજવાવાળા કહે છે કે ગૃહસ્થાશ્રમનો પૂરો આનંદ લેવા માટે બ્રહ્મચર્યનો પૂર્વાશ્રમ હું શુદ્ધ રૂપે વ્યતીત કરીશ.

મેધાવી મનુષ્ય કહે છે કે જિહ્વાલૌલ્યને ક્ષણમાત્ર તૃપ્ત કરવા માટે જો હું અપથ્ય આહાર કે અતિ આહાર કરીશ તો દીર્ઘકાળ સુધી મારે બીમાર રહેવું પડશે અને હું આરોગ્યાનંદ અને જીવનાનંદથી વંચિત રહીશ. તેથી હું અપથ્ય સેવન કરીશ નહિ. સંયમ દ્વારા જે ઉત્કટ જીવનાનંદ પ્રાપ્ત થાય છે, તે જ લઈશ. મરણોત્તર જીવનનો જેને ખ્યાલ છે અને જેને આ વાતની જાગૃતિ અને સ્મૃતિ રહે છે, તેનું જીવન શુદ્ધ અને સમૃદ્ધ બને છે.

સામ્પરાયમાં સ્થૂળ દેહગત જીવનને અવકાશ નથી રહેતો. મનુષ્ય પોતાના સમાજમાં જ જીવિત રહી શકે છે અને એ જીવનમાં એનો પુરુષાર્થ અથવા પ્રેરણામય જીવન વધતું જ જાય છે. ઇસ્લામમાં એક સુંદર કલ્પના જોવા મળે છે. કોઈ મનુષ્યે પ્રવાસીના લાભ સારુ રસ્તામાં એક કૂવો ખોદ્યો. એના સંકલ્પ અને પરિશ્રમને અનુરૂપ આ શુભ કાર્યનું (પૂર્તનું) એને પુણ્ય મળ્યું. હવે દિનપ્રતિદિન જેટલા પ્રવાસીઓ એ કૂવાનો લાભ ઉઠાવે છે, એટલો એ મનુષ્યનો સવાબ (પુણ્ય) વધતો જાય છે. જો યાત્રીઓનો રસ્તો બદલી ગયો અને

લોકોએ એ રસ્તે જવાનું છોડી દીધું તો પુણ્યકારીનો પુણ્યસંચય ઝાઝો નહિ વધે. પુણ્યકારીનું સવાભમય જીવન-પુણ્ય જીવન-વધે કે ઘટે, એ સમાજના હાથમાં છે. લોકો જો તેને યાદ કરતા રહે તો તેનું મરણોત્તર આયુષ્ય દીર્ઘ થવાનું. લોકો એને ભૂલી ગયા, તેના કામની અસર ખતમ થઈ ગઈ, તો તેના સામ્પરાયની મુદત પણ પૂરી થઈ ગઈ.

હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે જો મરણ પછી આપણું જીવન સામાજિક સ્વરૂપનું જ રહેવાનું હોય તો મરણ પૂર્વેના 'આ જીવનમાં' આપણે સમાજ-જીવન જ કેમ વ્યતીત ન કરીએ? સ્વાર્થવશ, સંકુચિત થઈને અને ઇન્દ્રિયવશ બનીને પ્રમત્ત જીવન-અસમાજી જીવન-કેમ વ્યતીત ન કરીએ? જે રીતે મરણોત્તર જીવન સામાજિક રહેવાનું, તેવું જ જીવન જો મૃત્યુપૂર્વથી જ વ્યતીત કરીએ તો મૃત્યુને આ પાર અને પેલે પાર એક જ પ્રકારનું શુભ જીવન થશે.

જેને આપણે સમાજવાદી ઢબ કહીએ છીએ, તે આપણા આધ્યાત્મિક, સામાજિક જીવનનું બાહ્યરૂપ છે. જેને આપણે સર્વોદયકારી પુણ્ય-જીવન કહીએ છીએ, તે એનું આંતરિક સ્વરૂપ છે. વેદાન્ત તેને કહેશે વિશ્વાત્મૈક્યભાવના, ભૂમા-સ્વરૂપ જીવન. આત્મૌપમ્ય એની સાધના છે.

આત્મૌપમ્યની આ કલ્પના કાંઈક સ્પષ્ટ કરવી જોઈએ.

મનુષ્યને જ્યારે ભૂખ લાગે છે ત્યારે તે આહાર શોધે છે. આહાર પ્રાપ્ત કરીને તેનો ઉપભોગ કરે છે. આ થયું પ્રાકૃતિક જીવન. લોકો એને પશુજીવન પણ કહે છે. પરંતુ ભર્યે પેટે ભૂખની વેદના શરૂ થતાં જ જો હું બીજાઓની ભૂખનો પણ સાક્ષાત્કાર કરું અને એમની ક્ષુધાનું નિવારણ કરવાનો પ્રયત્ન કરું તો તે ધાર્મિક જીવન થયું. તે

સામ્પરાય માટે પોષક થવાનું. હું જે કાંઈ પણ પુરુષાર્થ કરું, તેનો લાભ બધાને દેવાની વૃત્તિ હોય તો તે સર્વોદયકારી વિશ્વાત્મૈક્ય પ્રેરિત બાહ્યજીવન થયું. જે કાંઈ જ્ઞાન મેં પ્રાપ્ત કર્યું તે સહુને દઈ દઉં, સહુનાં દુઃખ અને સંકટ પોતીકાં કરી લઉં અને સહુની સાથે મને જે મળે, તેટલો જ મારો અધિકાર છે એવું સમજીને ચાલું તો મૃત્યુની આ પારનું અને પેલે પારનું જીવન એકરૂપ થશે. અને આ જ છે મૃત્યુ પર વિજય.

એક સાધુ નાનીશી ઝૂંપડીમાં રહેતા હતા. હાથ-પગ લંબાવીને આરામથી સૂતા હતા. એટલામાં જોરશોર વરસાદ આવ્યો. કોઈનો બહારથી અવાજ આવ્યો: 'મારે માટે અંદર જગ્યા છે?' સાધુએ કહ્યું: 'અવશ્ય.' એમણે પોતાના લંબાયેલા હાથ-પગ સમેટી લીધા અને બન્ને પડખે પડખે સૂઈ ગયા. વરસાદ વધ્યો અને બીજા બે યાત્રીઓ આવ્યા. એમણે પૂછ્યું: 'જગ્યા છે?' બન્નેએ કહ્યું: 'અવશ્ય! અંદર આવો તમે તમારે.' હવે એના ચાર થઈ ગયા. ઝૂંપડીમાં સૂવાનું અશક્ય હતું. ચાર માણસો બેસીને વાતો કરવા લાગ્યા અને એમ જ રાત વ્યતીત કરવાનો એમણે નિશ્ચય કર્યો. એટલામાં ચાર બીજા આવ્યા. એમનું પણ આ ચારે જણે સ્વાગત કર્યું. હવે તો બેસવું અશક્ય જ હતું. આઠે આઠ જણ ઝૂંપડીમાં ઊભા થઈને ભગવાનનું ભજન કરવા લાગ્યા અને વરસાદમાંથી બચવાને બચાવ્યા તેનો આનંદ માનવા લાગ્યા. આ છે આત્મૌપમ્ય. જે કાંઈ પણ મળ્યું, બધાનું છે, બધા સાથે સમવિભાગ કરીને સ્વીકારવાનું છે, આ જ છે આત્મૌપમ્યનો રસ્તો—આત્મ–ઐક્યની સાધના.

હવે, એવી સાધના આપણે કરતાં રહીએ તો મૃત્યુનો ડર નહિ રહે. મૃત્યુ પણ જીવનસાધનાનું એક અંગ જ છે. સુખ અને દુઃખ, જીવન અને મરણ, બ[illegible] છે. [illegible] જીવન છીછરાં છે. એમની જ્ઞાનોપાસના

નિરાશા અને મરણ એની સાધના ગંભીર હોય છે. તેની દ્વારા જીવનનો સાક્ષાત્કાર સંપૂર્ણ થાય છે. તેની જ્ઞાનોપાસના તેજ હોય છે. તેથી સાધનામાં એનું મહત્ત્વ અધિક છે.

જિંદગીમાં કોઈએ જો નકરું દુઃખ જ ભોગવ્યું હોય તો તેની સાધના બધિર થઈ જવાની, એનામાં નાસ્તિકતા આવી જવાની. તેથી ઊલટું, કોઈના જીવનમાં જો સુખ જ સુખ રહ્યું તો તેનું જીવન શુષ્ક-અલૂણું થઈ જવાનું. તેનું આત્મૌપમ્ય તૂટી જવાનું અને તેનું સફળ જીવન પણ સાધનાની દૃષ્ટિએ વિફળ ગણાવાનું. તેથી જો ભગવાનની કૃપા રહી તો સુખ અને દુઃખ, સફળતા અને નિષ્ફળતા બન્ને આપણને પ્રચુર માત્રામાં મળશે. મૃત્યુના સાક્ષાત્કાર દ્વારા જ મનુષ્ય-જીવનનો સર્વાંગીણ ગંભીર અનુભવ આપણને થઈ શકશે.

કોઈ મિત્ર જો પોતાના કામની પૂર્વતૈયારીમાં મદદ માટે કોઈને બોલાવે અને તેના ફળનો ઉપભોગ કરતી વખતે તેને દૂર રાખે તો તેને ફરિયાદ કરવાનો અધિકાર રહેશે. આ જ ન્યાય છે જીવન પછી મરણના અધિકારનો. કોઈ અંગ્રેજે સુંદર શબ્દોમાં કહ્યું છેઃ 'મરણ આપણો જન્મસિદ્ધ અધિકાર છે.' (ઈટ ઈઝ અવર પ્રિવિલેજ ટુ ડાઈ) ભગવાન કોઈને મૃત્યુથી વંચિત રહેવાની સજા કરે તો એ માણસ માટે જીવન જીરવવું મુશ્કેલ થઈ પડવાનું. એની કમાણીનું ફળ એને ન મળે તો તે અન્યાય થશે.

ખ્રિસ્તી લોકોના ગ્રંથોમાં એક વચન આપણને જોવા મળે છે. 'પાપના ફળ લેખે મોત નામની રોજી મળે છે' (ધ વેજિઝ ઑફ સિન ઈઝ ડેથ). સામાન્ય અર્થમાં આ વચન મિથ્યા છે. મરણ તો સહુને માટે અવશ્યંભાવી છે. ઈશ્વરનો એ પ્રસાદ છે. જેઓ પાપ કરે છે તેઓ ઈશ્વરના આ પ્રસાદનો સદુપયોગ કરી શકે નહિ. અધ્યાત્મ-જાગૃતિ નષ્ટ થવી એ જ મરણ છે, જેની વાત ઉક્ત વાક્યમાં કરી

સામ્પરાય માટે પોષક થવાનું. હું જે કાંઈ પણ પુરુષાર્થ કરું, તેનો લાભ બધાને દેવાની વૃત્તિ હોય તો તે સર્વોદયકારી વિશ્વાત્મૈક્ય પ્રેરિત બાહ્યજીવન થયું. જે કાંઈ જ્ઞાન મેં પ્રાપ્ત કર્યું તે સહુને દઈ દઉં, સહુનાં દુઃખ અને સંકટ પોતીકાં કરી લઉં અને સહુની સાથે મને જે મળે, તેટલો જ મારો અધિકાર છે એવું સમજીને ચાલું તો મૃત્યુની આ પારનું અને પેલે પારનું જીવન એકરૂપ થશે. અને આ જ છે મૃત્યુ પર વિજય.

એક સાધુ નાનીશી ઝૂંપડીમાં રહેતા હતા. હાથ-પગ લંબાવીને આરામથી સૂતા હતા. એટલામાં જોશભેર વરસાદ આવ્યો. કોઈનો બહારથી અવાજ આવ્યોઃ 'મારે માટે અંદર જગ્યા છે?' સાધુએ કહ્યું: 'અવશ્ય.' એમણે પોતાના લંબાયેલા હાથ-પગ સમેટી લીધા અને બન્ને પડખે પડખે સૂઈ ગયા. વરસાદ વધ્યો અને બીજા બે યાત્રીઓ આવ્યા. એમણે પૂછ્યું: 'જગ્યા છે?' બન્નેએ કહ્યું: 'અવશ્ય! અંદર આવો તમે તમારે.' હવે એના ચાર થઈ ગયા. ઝૂંપડીમાં સૂવાનું અશક્ય હતું. ચાર માણસો બેસીને વાતો કરવા લાગ્યા અને એમ જ રાત વ્યતીત કરવાનો એમણે નિશ્ચય કર્યો. એટલામાં ચાર બીજા આવ્યા. એમનું પણ આ ચારે જણે સ્વાગત કર્યું. હવે તો બેસવું અશક્ય જ હતું. આઠે આઠ જણ ઝૂંપડીમાં ઊભા થઈને ભગવાનનું ભજન કરવા લાગ્યા અને વરસાદમાંથી ભગવાને બચાવ્યા તેનો આનંદ માનવા લાગ્યા. આ છે આત્મૌપમ્ય. જે કાંઈ પણ મળ્યું, બધાનું છે, બધા સાથે સમવિભાગ કરીને સ્વીકારવાનું છે, આ જ છે આત્મૌપમ્યનો રસ્તો—આત્મ—ઐક્યની સાધના.

હવે, એવી સાધના આપણે કરતાં રહીએ તો મૃત્યુનો ડર નહિ રહે. મૃત્યુ પણ જીવનસાધનાનું એક અંગ જ છે. સુખ અને દુઃખ, જીવન અને મરણ, બન્ને સાધનારૂપ છે. સુખ અને જીવન છીછરાં છે. એમની જ્ઞાનોપાસના મંદ હોય છે. દુઃખ, સંકટ,

નિરાશા અને મરણ એની સાધના ગંભીર હોય છે. તેની દ્વારા જીવનનો સાક્ષાત્કાર સંપૂર્ણ થાય છે. તેની જ્ઞાનોપાસના તેજ હોય છે. તેથી સાધનામાં એનું મહત્ત્વ અધિક છે.

જિંદગીમાં કોઈએ જો નકરું દુઃખ જ ભોગવ્યું હોય તો તેની સાધના બધિર થઈ જવાની, એનામાં નાસ્તિકતા આવી જવાની. તેથી ઊલટું, કોઈના જીવનમાં જો સુખ જ સુખ રહ્યું તો તેનું જીવન શુષ્ક-અલૂણું થઈ જવાનું. તેનું આત્મૌપમ્ય તૂટી જવાનું અને તેનું સફળ જીવન પણ સાધનાની દૃષ્ટિએ વિફળ ગણાવાનું. તેથી જો ભગવાનની કૃપા રહી તો સુખ અને દુઃખ, સફળતા અને નિષ્ફળતા બન્ને આપણને પ્રચુર માત્રામાં મળશે. મૃત્યુના સાક્ષાત્કાર દ્વારા જ મનુષ્ય-જીવનનો સર્વાંગીણ ગંભીર અનુભવ આપણને થઈ શકશે.

કોઈ મિત્ર જો પોતાના કામની પૂર્વતૈયારીમાં મદદ માટે કોઈને બોલાવે અને તેના ફળનો ઉપભોગ કરતી વખતે તેને દૂર રાખે તો તેને ફરિયાદ કરવાનો અધિકાર રહેશે. આ જ ન્યાય છે જીવન પછી મરણના અધિકારનો. કોઈ અંગ્રેજે સુંદર શબ્દોમાં કહ્યું છે: 'મરણ આપણો જન્મસિદ્ધ અધિકાર છે.' (ઇટ ઇઝ અવર પ્રિવિલેજ ટુ ડાઈ) ભગવાન કોઈને મૃત્યુથી વંચિત રહેવાની સજા કરે તો એ માણસ માટે જીવન જીરવવું મુશ્કેલ થઈ પડવાનું. એની કમાણીનું ફળ એને ન મળે તો તે અન્યાય થશે.

ખ્રિસ્તી લોકોના ગ્રંથોમાં એક વચન આપણને જોવા મળે છે. "પાપના ફળ લેખે મોત નામની રોજી મળે છે' (ધ વેજિઝ ઑફ સિન ઇઝ ડેથ). સામાન્ય અર્થમાં આ વચન મિથ્યા છે. મરણ તો સહુને માટે અવશ્યંભાવી છે. ઈશ્વરનો એ પ્રસાદ છે. જેઓ પાપ કરે છે તેઓ ઈશ્વરના આ પ્રસાદનો સદુપયોગ કરી શકે નહિ. અધ્યાત્મ-જાગૃતિ નષ્ટ થવી એ જ મરણ છે, જેની વાત ઉક્ત વાક્યમાં કરી

છે. પાંપ વધવાથી મનુષ્યની આત્મજાગૃતિ ક્ષીણ થાય છે. એનું જીવન આત્મવિમુખ અને દેહાત્મવાદી બની જાય છે.

સંતો અને અવતારી પુરુષોએ મૃત્યુ પર વિજય મેળવવાની જે વાત કરી છે, તે આ જ છે. મામૂલી મોતથી ન તો બુદ્ધ ભગવાન બચી શક્યા, ન મહાવીર. શરીર તો સહુને છોડવાનું છે જ, પણ એમણે આત્મનાશરૂપી મૃત્યુ ઉપર વિજય મેળવ્યો. એમને ઘેર આવેલા કોઈ ને નિરાશા સાંપડી નહિ.

येथें नाहीं झाली कुणाची निराश
आल्या याचकास कृपेविशीं ॥

—અહીં, એમની પાસે આવેલા કોઈ પણ યાચકને, કૃપાની બાબતમાં, નિરાશા નથી થઈ.

મરણોત્તર જીવન અને પુનર્જન્મ એક ચીજ નથી. બન્નેનો ભેદ સમજવો જોઈએ.

આપણે માનીએ છીએ કે મનુષ્ય, મૃત્યુ પછી, પોતાનાં કર્મો અનુસાર નવો જન્મ લે છે. જો કોઈ ક્રૂર માણસનો દેહાંત થયો તો કદાચ એને સિંહ કે વરુનો જન્મ મળવાનો. ત્યાં તે પોતાની ક્રૂરતા પૂરી રીતે અજમાવશે.

હવે, જો એ અસલી ક્રૂર મનુષ્યનો પુત્ર, પિતાનું શ્રાદ્ધ કરે અને તેને પિંડદાન દે તો તે કોને ખવરાવે છે? એ સિંહને, જે ક્રૂર મનુષ્યનું નવું જીવન છે? એ સિંહની તૃપ્તિ તો માંસથી જ થઈ શકવાની. એ સિંહને ખવરાવવું, તેની પગચંપી કરવી, એ પુત્રનો ધર્મ નથી. એ ક્રૂર મનુષ્યનો પુત્ર જ્યારે પિતાનું શ્રાદ્ધ કરે છે ત્યારે તે તેના મનુષ્ય-જીવનના મરણોત્તર વિભાગને, તેના સમાજગત જીવનને પુષ્ટ કરવાની કોશિશ કરે છે. પિતાના વ્યાઘ્ર-જીવન સાથે તેને કશી જ નિસબત

નથી. કોઈ સજ્જનના જીવનની પ્રેરણા સમાજ પચાવી લે છે, પૂરેપૂરી પચાવી લઈને સમાજ ઊંચે ચડે છે, ત્યારે એ સજ્જનનું મરણોત્તર જીવન સંપૂર્ણ થયું, કૃતાર્થ થયું, અનંતમાં વિલીન થયું. આ છે સાચો મોક્ષાનંદ કે બ્રહ્માનંદ.

એક જીવનની સાધના પૂરી થતાં જે કાંઈ અનુભવ-કીમતી અનુભવ-મળ્યો તેને લઈને આપણે નવા-તાજા જીવનમાં પ્રવેશ કરીએ છીએ.

એક પુરુષાર્થી ભારતીય પરદેશ ગયો. ત્યાં તેણે વસવાટ કરીને પોતાના વ્યાપારનો મોટો વિસ્તાર કર્યો, પરંતુ વૃદ્ધ થતાં જ્યારે ત્યાં આકર્ષણ ઓછું થઈ ગયું અને સ્વદેશ આવવાની ઇચ્છા થઈ, ત્યારે તેણે ત્યાંની બધી જ પ્રવૃત્તિ સમેટી લીધી. દેણું બધું ચૂકવી દીધું અને પોતાની બધી કમાણી એકઠી કરીને તે ભારત પાછો ફર્યો. મૃત્યુનું પણ એવું જ છે. જ્યારે પ્રવૃત્તિ અનહદ વધી પડે છે અને સાધના કામ નથી આવતી, ત્યારે તેનું સારુંયે ફળ એકઠું કરીને નવા જન્મની નવી પ્રવૃત્તિ, નવી સાધના મનુષ્ય શરૂ કરે છે. તેને એક દૃષ્ટિએ મૃત્યુ કહી શકાય છે. પરંતુ તેને માટે કોઈ દુખી નથી થતું. એક સ્થળ છોડવાથી મામૂલી, અલ્પકાલીન દુઃખ જરૂર થાય છે, પરંતુ તે વધારે વાર રહેતું નથી.

જેલમાં રહેવાથી ત્યાંનાં કેટલાંયે લોકો સાથે પરિચય થાય છે. કાંઈક સ્નેહ-સંબંધ પણ બંધાઈ જાય છે. જેલમાંથી નીકળતાં, વિદાય સમયે દુઃખ પણ થાય છે. પરંતુ જેલમાંથી મુક્તિ મેળવવાનો આનંદ તેથી ઓછો નથી થતો. ઈહલોકનું જીવન પૂરું કરીને મૃત્યુનું જે દુઃખ થાય છે, મરનારને અને બીજાંને, તે એવું જ હોવું જોઈએ.

૧૦

# નચિકેતાની શ્રદ્ધાથી

રામકૃષ્ણ પરમહંસે કાળીમાતાને એમનું રહસ્ય પૂછ્યું : "માતા! તું સાચેસાચ છે યા નહિ?" માતાનું રહસ્ય સમજવા એમણે રોઈ રોઈને દિવસો વિતાવ્યા. અંતે એમને માતાનું રહસ્ય મળી ગયું. એમને શાન્તિ મળી. એમની પહેલાંના અનેક સિદ્ધ ભક્તોએ આ રીતે રહસ્ય પામવાની સાધના કરી હશે, પરંતુ એકની સાધના બીજાને કામમાં નથી આવતી, રસ્તાનો કંઈક ખ્યાલ મળે છે ખરો, પરંતુ સાધના તો હરેકે પોતાની રીતે જ કરવી પડે છે, બીજા કોઈનો અભિગમ ખપ નથી આવતો.

યુવાન નચિકેતાએ સાક્ષાત્ મૃત્યુને ઘેર જઈને તેની પાસે મોતનું રહસ્ય પૂછ્યું અને યમરાજે તેની શ્રદ્ધા અને નિષ્ઠા જોઈને પોતાનું સઘળું રહસ્ય તેને સમજાવ્યું. હજારો વરસ વીતી ગયાં છે. દેશવિદેશમાં અસંખ્ય લોકો શ્રદ્ધાથી તે વાંચે છે અને તેની ઉપર મનન કરે છે. યમરાજે કહ્યું કે શરીરના નાશની સાથે ઘણીખરી ચીજો ચાલી જાય છે, પરંતુ આત્મા રહે છે. અને મનુષ્યનાં જેવાં કર્મ, જેવું તેનું જ્ઞાન અને જેવી તેની પ્રજ્ઞા હોય છે તેવો જ તેને નવો જન્મ મળે છે.

યથાકર્મ, યથાશ્રુતમ્, યથાપ્રજ્ઞા, એ નવા જન્મમાં પોતાની સાધના આગળ ધપાવે છે જ. આટલું સ્પષ્ટ થયા છતાં દરેક

વ્યક્તિએ મૃત્યુનું રહસ્ય સમજવા પોતાની સ્વતંત્ર સાધના કરવી પડે છે અને એ સાધના માટે જીવનની કિંમત ચૂકવવી પડે છે.

મનુષ્ય જમીન પર ચાલે છે ત્યારે ધીરે ધીરે ત્યાં કેડી–પગદંડી પડી જાય છે. જાનવર કે ગાડીઓ પસાર થાય છે ત્યારે ત્યાં રસ્તા બની જાય છે. પરંતુ આકાશમાં પક્ષી–અને હવે વિમાન–જાય છે, ત્યારે એના રસ્તાની નિશાની કયાંય નથી રહેતી. અધ્યાત્મ સાધનાની પણ એવી જ વાત છે. તેની પણ પગદંડી નથી પડતી. દરેકે પોતાનો રસ્તો નવા જ મંડાણથી શોધવો પડવાનો.

મૃત્યુના રહસ્યનું પણ એવું જ છે. પ્રાચીન કાળથી માંડીને મોરિસ મેટરલિંક કે બર્ટ્રાન્ડ રસેલ સુધીના દરેકે પોતપોતાની રીતે તે વિષે વિચાર્યું છે, તેની ચિકિત્સા પણ કરી છે, પરંતુ મૃત્યુનો ધર્મ અતિ સૂક્ષ્મ, અણુ અને અજ્ઞેય છે.

ભારતીય જાતિની શ્રદ્ધા એ વાત પર તો અટલ છે કે મૃત્યુની સાથે જીવન પૂરું નથી થતું. મૃત્યુ પછી પણ જીવન કોઈ ને કોઈ રૂપે ચાલતું જ રહે છે. આ ચાલનારા, સ્થાયી તત્ત્વને આત્મા કહીએ છીએ.

આપણે કેમ માનીએ કે આત્મા અચળ અને સ્થિર તત્ત્વ છે? એ વિભુ છે, અમર છે, અજર છે. સદાને માટે સનાતન તત્ત્વ છે. તે અનંત છે. પરંતુ તેનો અર્થ એ નથી કે જેનો અંત નથી, તે ગતિરૂપ ન હોય. કાળ અનંત છે; પરંતુ તે વહેતો જ રહે છે. કર્મનો કાનૂન સાર્વભૌમ છે તેથી તેને આદિ–અંત હોઈ શકે નહિ. કાર્ય–કારણભાવ ચાલતો જ રહે છે. તેને માટે આદિ કે અંતની આપણે કલ્પના પણ ન કરી શકીએ. એ જ રીતે, જીવન પણ સનાતન છે અને મૃત્યુ પણ એક એવું તત્ત્વ છે જે દેહલી–દીપ ન્યાયે આ બાજુ પણ જોઈ શકે અને પેલી બાજુ પણ. એ જ કારણે કુદરતે મનુષ્યને

માટે જીવનનો એક અંક પૂરો થયા પછી મૃત્યુનો અનુભવ કરવાની સગવડ રાખી છે.

એટલા માટે મૃત્યુનો દુરુપયોગ કરવો એ જીવનસાધનામાં મોટી અડચણ ઊભી કરવા સમાન છે.

દુનિયા મૃત્યુથી એટલી ગભરાયેલી છે કે મૃત્યુનો પરિચય પામવા સારુ, તેનું રહસ્ય સમજવા માટે, જેટલું ચિંતન-મનન આવશ્યક છે, તેટલું મનુષ્યજાતિએ કર્યું જ નહિ. આ ચિંતન-મનન સહેલું તો નથી. મૃત્યુનો ભય અને આકર્ષણ બન્ને નીકળી જાય પછી જ મનુષ્ય આ ચિંતનને યોગ્ય થાય છે. બુદ્ધ ભગવાને મરવાની ઇચ્છાને 'વિભવતૃષ્ણા' કહી છે અને તેનો નિષેધ કર્યો છે.

મનુ ભગવાને મૃત્યુ પ્રત્યે તટસ્થભાવ રાખવાની સલાહ આપતાં કહ્યું છે:

नाभिनन्देत मरणम् नाभिनन्देत जीवितम् ।

પ્રાચીન અને અર્વાચીન જીવનાચાર્યોનાં વચનોનો લાભ ઉઠાવીને સ્વસ્થ ચિત્તે મરણનું રહસ્ય નચિકેતાની શ્રદ્ધાથી ખોજવું જોઈએ. તે પછી જ દુનિયામાં મરણભયથી જે મહાપાપ કરવામાં આવે છે અને યુદ્ધરૂપી તાંડવલીલા ચાલે છે તેને શાન્ત કરવાનો રસ્તો મળશે.

જૂન, ૧૯૫૮.

## ૧૧

# મરણનું સાહચર્ય

કોઈ એક માણસે કરજ કર્યું. સહેલાઈથી મળી ગયું એટલે આગું લીધું અને ખર્ચ કરવામાં કાંઈ સંકોચ રાખ્યો જ નહિ. પછી ભાન થયું કે કરજ ચૂકવવાની કોઈ તાકાત કે ગુંજાશ તો છે નહિ! દિવસરાત કરજની ચિંતા એટલી તો વધી પડી કે ઊંઘ હરામ થઈ ગઈ. કરજ ચૂકવવાનો કોઈ રસ્તો ન સૂઝયો, ત્યારે તેણે પોતાની રૂખ જ બદલી નાખી. માથે કરજ છે એ વાત ભૂલવાની એણે કોશિશ કરી. એ ઘણી સહેલી વાત હતી. કરજની વાત જ ધ્યાન બહાર નીકળી ગઈ. હવે, જો કોઈ, ખાસ કરીને તેનો હિસાબનીશ તેને કરજની વાત યાદ કરાવતો તો તે ખૂબ નારાજ થઈ જતો હતો. કરજની વાત તો શું તેનું સ્મરણ સુદ્ધાં ટાળવું એ જ તેની જીવવાની તરકીબ થઈ પડી.

ભૂલી જવાથી જેમ કરજ ટળતું નથી, તેમ જ મનુષ્ય પોતાના મરણની વાત ગમે તેટલી ભૂલવાની કોશિશ કરે, મરણ ટળતું જ નથી. લોકો કહે છે: 'કરજ અને મરણ બન્નેની યાત્રા દિવસરાત અવિરત ચાલ્યા જ કરે છે.'

મરણની વાત, મરણનું સ્મરણ ટાળવાથી માણસે ક્યારેય કશું મેળવ્યું નથી અને ઘણુંઘણું ખોયું છે. મરણનું સ્મરણ ઉત્કટ રીતે

જાગૃત રહે તો માણસ ઘણી ભૂલચૂક અને ગુનામાંથી પોતાની જાતને ઉગારી શકે છે. તેના જીવનમાં ઊંડાણુ આવશે. ફાલતુ વાતોમાં તે પોતાનો દિવસ બરબાદ નહિ કરે, અને જીવનને કૃતાર્થ બનાવવાના તેના પ્રયત્નોમાં તેને સફળતા મળશે. મરણ અનિવાર્ય જ છે, તો તેને આપણે આપણા જીવનનો ચોકિયાત જ શા માટે ન બનાવીએ ? જીવન જીવવાનો ઉત્તમ રસ્તો એ જ છે કે મનુષ્ય મરણને પોતાની સાથે જ રાખીને તેની સાથે વાતચીત કરતો કરતો જીવનયાત્રા ચલાવે.

'જીવનને અંતે મરણ તો આવવાનું જ છે, તો પછી અત્યારથી કે હંમેશ માટે તેનું સ્મરણ કરતા રહીને જીવનનો આનંદ શા માટે ગુમાવવો ?' આવી વૃત્તિ હોય છે બધા જીવવાવાળાઓની. પણ આને લીધે સૌથી મોટું નુકસાન એ થાય છે કે મરણને આપણે જાણી-પામી જ શકતા નથી અને તેનો ડર દિવસે દિવસે વધતો જ જાય છે.

મરણના ખ્યાલથી જીવનનો આનંદ નષ્ટ શા સારુ થવો જોઈએ ? દિવસ પછી રાત આવે જ છે. દિવસભર જાગ્યા પછી આપણે રાતે ઊંઘીએ છીએ, ત્યારે નથી તો આપણે રાતથી ડરતાં કે નથી આપણે ઊંઘને ભૂલવાનો પ્રયત્ન કરતાં. એવું જ લાગે છે કે ઊંઘનો, આરામનો આપણને અધિકાર છે. એનું સ્મરણ આપણને વહાલું લાગે છે અને રાતના આનંદ વિશે આપણે સુંદર-સુંદર કાવ્યો પણ લખીએ છીએ. મરણની બાબતમાં આપણે એવું કેમ ન કરીએ ? કુદરતે તો જીવન-મરણની અનિવાર્ય જોડી બનાવી છે. એમાં જીવનનો પુરસ્કાર અને મરણનો તિરસ્કાર એવો ભેદ આપણે ન કરીએ. બન્ને પ્રત્યે આપણી રૂખ સમાન હોવી જોઈએ, એમાં જ આપણી ભલીવાર છે. આપણે મરણને ભૂલવાની જીવપ્રાણે ચેષ્ટા કરીએ અને તે દબાતે પગલે ચૂપચાપ પીછો પકડીને એકાએક આપણી ચોટલી પકડે; આપણે ટી જવાનાં ફાંફાં મારીએ અને આપણને રોતાં રોતાં જ ઉપાડી

જાય, એ દૃશ્ય કેટલું અભદ્ર અને શરમજનક છે? સુગંધિત જીવનમાળા હાથમાં લઈ ને તેનું સ્વાગત કરવા આપણે કેમ તૈયાર ન રહીએ?

આ તૈયારી એકાએક નથી થઈ શકતી. એ તૈયારી માટે તો મરણની સાથે સ્નેહી-સંબંધીનો ગાઢ પરિચય કેળવવાની અને નભાવવાની સાધના જરૂરી છે. એકમેકને જોતાં જ બન્નેના ચહેરા પર પ્રસન્નતાનું સ્મિત ખીલી ઊઠતું જોઈએ અને દૃઢ આલિંગન માટે બન્ને બાજુ ઉત્કંઠા હોવી જોઈએ.

કોઈએ કહ્યું છે કે દરિયાઈ બંદર સુધી પહોંચવાની યાત્રા કરતી વખતે વહાણ અધવચ્ચે જ સમુદ્રની કોઈ છૂપી શિલા સાથે ટક્કર ખાઈ જાય અને વહાણની સાથોસાથ આપણે પણ બંદરને બદલે સમુદ્રને તળિયે પહોંચી જઈએ એવી સ્થિતિ આપણા મરણની છે. મરણ તો જીવનયાત્રાને એકાએક વિફળ કરનારો આપઘાત કે અકસ્માત છે. એને માટે કાવ્યની સ્ફુરણા ક્યાંથી થાય?

એનો જવાબ આપણે શો આપવાના હતા? જીવન એક અદ્ભુત નવલકથા છે જેના લેખક આપણે નથી, ભગવાન છે. નવલકથામાં તરેહવાર અકસ્માતો આવે છે, તેનું પણ આયોજન તો નવલકથાકારની દૃષ્ટિ અને પ્રયોજન અનુસાર જ થાય છે. આપણે એને નથી જાણતા, એટલે આપણે એને અકસ્માત કહીએ છીએ. પરંતુ ભગવાનના ઘરમાં—એટલે કે યોજનામાં-એનું કસ્માત્ હોય જ છે. (સંસ્કૃતમાં કસ્માત્‌નો અર્થ ક્યાંથી અથવા શા માટે કોઈ ઘટના થઈ અને એનું કારણ અથવા પ્રયોજન આપણે સમજી ન શકયાં તો, कस्मात् कारणात् આ ઘટના થઈ તે નથી જાણતાં એટલું કહેવા માટે 'અકસ્માત' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.) એવા અકસ્માતો દ્વારા પોતાનું જીવન-પ્રયોજન સિદ્ધ કરવાનો આનંદ ભગવાન લે છે, એનો ધ્"

શો ? ઇલાજ એટલો જ છે કે અકસ્માતનું કારણ અને પ્રયોજન સમજવાની આપણે કોશિશ કરીએ અને ન સમજી શકીએ તો ભગવાનના આનદ સાથે, આપણે રસપૂર્વક એકરસ થઈ જઈએ. એટલી રસિકતા આપણાં ચિત્તમાં હોવી જ જોઈએ. દરેક અકસ્માત સાથે આપણે રોવા બેસીએ કે હિંમત હારી જઈએ તો જીવન જ શા સારુ જીવવું ? કેટકેટલી તૈયારી કરીને એક પ્રયોજન સિદ્ધ કરવા ચાલ્યા, અને એકાએક એ બધું જ વિફળ ગયું, એ અનુભવ પણ ચારિત્ર્ય ગઠન માટે મનુષ્ય જીવનમાં જરૂરી છે.

જીવન માટે મરણ આવશ્યક છે, અનિવાર્ય છે. મરણ વિના જીવનની પૂર્તિ થઈ શકતી નથી અને જીવનમાં પ્રગતિ માટે, નવનવા ઉન્મેષ માટે અવકાશ જ નથી રહેતો. મરણના ચમત્કાર વિના જીવન જડરૂપ અને નીરસ બનશે. મરણ છે એટલે જ તો તાજગી છે, ઉત્સાહ માટે અવકાશ છે. હું તો ત્યાં સુધી કહીશ કે મરણ વિના જીવનમાં આસ્તિકતા પણ ટકશે નહિ.

મરણની બાબતમાં એક બીજી પણ ખૂબી છે, જેની તરફ બહુ જ થોડા લોકોનું ધ્યાન ગયું હશે. એ છે મરણરૂપ અનુભવનું કૌમાર્ય. આપણી સામે કંઈ કેટલાયે લોકો મરી જાય છે, પરંતુ તેમનાં મરણનો અનુભવ આપણે નથી કરી શકતા. લોકો જીવન જીવે છે. આપણે પણ જીવીએ છીએ. એટલે બીજાઓના જીવનનો અનુભવ આપણને થઈ શકે છે. તરેહતરેહનાં લોકોનાં ચિત્રવિચિત્ર જીવનનું નિરીક્ષણ કરીને થોડાં લોકોની જીવનયાત્રામાં સહયોગ કરીને આપણે આપણાં જીવનને સમૃદ્ધ કરીએ છીએ. પ્રભાવશાળી લોકોનું જીવન, સંસ્કાર-સંપન્ન સ્વરાજનો જીવનક્રમ અને નાનાંમોટાં રાષ્ટ્રોનો ઇતિહાસ વાંચીને, સમજીને, આપણે જીવન-સમૃદ્ધ બનીએ છીએ. પરંતુ કોઈના પણ મરણનો સાક્ષાત્કાર આપણને થઈ શકતો નથી. કુમાર કે કુમારીનાં .રે લગ્ન થાય છે, ત્યારે તેઓ અનનુભૂત અનુભવનો પહેલી જ

વખત સાક્ષાત્કાર કરે છે. મરણનો અનુભવ અને સાક્ષાત્કાર પણ એવો જ હોય છે. એવા અનુભવનો રસ ચાખવા માટે પણ મનુષ્યે મરણની ઇચ્છા અને પ્રતીક્ષા કરવી જોઈએ. તેના વિના જીવનનું પરમ રહસ્ય પૂર્ણ નહિ થાય.

મરણ પછી બીજો જન્મ આવે છે અને જીવનપરંપરા ચાલતી રહે છે. એવી પરંપરાની સમૃદ્ધિ પામવા માટે મરણ આવશ્યક છે, એ વાત તો છે જ. પરંતુ મોક્ષની સાધના કરીને સ્થાયી, પાકું મોત પ્રાપ્ત કર્યા પછી જે અવસ્થાની કલ્પના આપણે કરી શકીએ છીએ તેનો અનુભવ કરવા માટે પણ—એટલે કે મૃત્યુની-મૃત્યુ પછી જે અદ્‌ભુત જીવન આપણને મળવાનું છે તેની-પ્રાપ્તિ માટે પણ મરણની અહેચ્છા આપણે રાખવી જોઈએ.

એ વાતમાં કોઈ સંદેહ નથી કે મરણ જ જીવન-સ્વામી પરમાત્માની આપણે માટે સૌથી શ્રેષ્ઠ દેણગી છે. મરણ દ્વારા જ આપણે જીવનને સફળ બનાવી શકીએ છીએ અને તેનું રહસ્ય અનુભવમાં લાવીને જીવનની સાથે એકરૂપ બની શકીએ છીએ. તાદાત્મ્ય જ અંતિમ, સર્વોપરી અને સ્થાયી આનંદ છે.

## ૧૨

## અનુપાન : મરણનું સ્મરણ

એક રાજાને અખંડ યૌવનનો આનંદ લેવો હતો. તે એક સાધુ પાસે ગયો. એ સાધુ પાસે પારાની દવા બનાવવાની રસસિદ્ધિ હતી. સાધુએ કહ્યું : "હું કહું છું, એવી દવા મારી દેખરેખ તળે તૈયાર કરાવો અને તેનું ૭ મહિના સુધી સેવન કરો. શરત એ કે ૭ મહિના સુધી દૃઢ બ્રહ્મચર્ય પાળવું પડશે." રાજાએ શરત સ્વીકારીને વાત માની લીધી. કુશળ લોકોને બેસાડીને પારાની દવા બનાવવામાં આવી. એક સારું મુહૂર્ત જોઈને સાધુએ રાજાને દવા દેવાનું શરૂ કર્યું. ખૂબી એ હતી કે રાજા જેટલી દવા લેતા હતા તેટલી સાધુ મહારાજ પણ લેતા હતા. ઔષધ અને અનુપાન* બન્ને એકસરખાં ચાલતાં હતાં. એક મહિના સુધી દવા લીધી અને રાજાની તાકાત એટલી વધી કે તેણે એક દિવસ સાધુને કહ્યું : "હવે બ્રહ્મચર્યનું પાલન કરવું સહેલું નથી." સાધુએ કહ્યું : "દીધેલું વચન યાદ કરો. વચનપાલન કર્યા વિના છૂટકો નથી."

થોડા દિવસ પછી વળી રાજાએ એ જ વાત ફરીને છેડી અને કહ્યું : "વાજીકરણના ઔષધનો શો પ્રભાવ છે! વચન કેમ કરીને

---

* કોઈ પણ દવા, દરદીના ખાસ રોગમાં, સારી અસર લાવવા માટે જે ચીજ સાથે આપવામાં આવે છે, એને અનુપાન કહે છે. આદુંનો રસ, મધ વગેરે જેવી ચીજો અનુપાન કહેવાય છે.

પાળ્યું જશે?" સાધુએ કહ્યું : "હું પણ તમારી સાથે એ જ દવા લઈ રહ્યો છું. આહાર પણ આપણા બન્નેનો એકસરખો છે."

રાજાએ કહ્યું : "એ જ તો તાજુબીની વાત છે ને? કૃપા કરીને આપ નિર્વિકારી કઈ રીતે રહી શકો છો તેનું રહસ્ય મને જણાવો."

સાધુએ કહ્યું : "સમય આવ્યે એની પણ તમને જાણ થશે. પરંતુ કાલે હું કુતૂહલનો માર્યો તમારી જન્મકુંડળી જોઈ રહ્યો હતો. એમ જણાય છે કે તમારે અનિષ્ટ ગ્રહોને કારણે મૃત્યુ–ભય છે. આ વાત તમને કહેવાનો તો મારો વિચાર નહોતો. પરંતુ વિચાર થયો કે તમને આગ્રહ કરીશ અને તમે ભગવાનનું સ્મરણ કરશો તો કાંઈક શાંતિ મળશે."

બીજા જ દિવસથી રાજાનો ચહેરો ઢીલો પડી ગયો. તેઓ ખૂબ ચિંતિત હતા. દવા, અનુપાન અને આહાર તો રાજા અને સાધુ એનાં એ જ લેતા હતા. ચાર દિવસ પછી સાધુએ રાજાને પૂછ્યું : "કામ-વિકાર પહેલાંની જેમ જ હેરાન કરે છે કે?" રાજાએ ઉદ્વિગ્ન ભાવે જવાબ દીધો : "શેનો કામ–વિકાર? મોતની ચિંતાથી જ એટલો તો ત્રસ્ત છું કે બીજું કાંઈ જ સૂઝતું નથી. બધા જ વિકારો એકદમ ગાયબ થઈ ગયા છે, જાણે ક્યારેય હતા જ નહિ. હવે એક જ વાત બતાવો કે આ મોતથી બચવાનો કોઈ ઉપાય છે? અને બીજું નહિ તો, ઓછામાં ઓછું એ તો કહો જ કે મન શાંત કેમ રહે?"

સાધુએ હસીને કહ્યું : "મેં તો આપને ઓછામાં ઓછું એટલુંય આશ્વાસન દીધું કે ૭ મહિના સુધી મૃત્યુ નહિ થાય. અને તોપણ મરણના ચિંતનથી આપનો જબરદસ્ત કામવિકાર શમી ગયો. હું તો મરણનું સતત ચિંતન કરું છું. ગમે તે ક્ષણે મૃત્યુ આવી શકે છે. ૭ મહિનાનું આશ્વાસન મને કોણ દેશે! જ્યાં મરણનું સ્મરણ અને

સાંનિધ્ય કાયમ છે, ત્યાં કામવિકાર કઈ રીતે સતાવી શકે? આપને આપના સવાલનો જવાબ મળી ગયો કે, રાજન! જે ઔષધ આપ લઈ રહ્યા છો, તે જ હું પણ લઉં છું. બન્નેનાં શરીર પણ એકસરખાં છે. ફરક છે માત્ર એક અનુપાનનો, હું મરણના સ્મરણનું સેવન કરું છું."

જીવવાના મોહમાં મરણને પ્રયત્નપૂર્વક ભૂલીને માનવીએ ઘણું બધું ખોયું છે. શું મેળવ્યું છે તેનો હિસાબ તે જાતે જ દે.

એપ્રિલ, ૧૯૬૫

## ૧૩

# વસિયતનામું

રોમન લોકોનો આગ્રહ હતો કે કોઈ પણ માણસ પોતાનું વસિયતનામું બનાવ્યા વિનાનો ન રહે. દરેક રોમન, જરૂરત પ્રમાણે, જૂનું વસિયતનામું રદ કરીને નવું બનાવી રાખતો. કહે છે કે વસિયતનામું કર્યા વિના કોઈનું મૃત્યુ થાય, તો રોમન સમાજમાં તેની પ્રતિષ્ઠા રહેતી નહિ.

આપણા દેશમાં વાયુમંડળ બિલકુલ ઊલટું છે. બહુ જ થોડા લોકો પોતાનું મૃત્યુ-પત્ર બનાવી રાખે છે. વસિયતનામા માટે 'મૃત્યુ-પત્ર' શબ્દ પ્રચલિત થવાને લીધે કદાચ તેના પ્રત્યે અરુચિ પેદા થઈ હોય. પોતાના મૃત્યુની વાત મનમાં લાવતાં જ માણસ ઉદાસીન થઈ જાય છે.

આળસ અને ઢીલાપણાને કારણે પણ વસિયતનામું બનાવવાની વાત રહી જાય છે. આપણા હિન્દુસ્થાનીઓના આ સ્વભાવને કારણે જ્યારે કોઈ પણ સમર્થ પુરુષનો દેહાંત થાય છે ત્યારે તેની પાછળ કૌટુમ્બિક અને આર્થિક અવ્યવસ્થા થઈ જાય છે અને કેટલાય લોકોને તેમાં સોસવું પડે છે.

જે માણસ પાસે પોતીકી કોઈ ખાસ મિલકત નથી હોતી એવા માણસે પણ પોતાની પાછળ પોતાના વ્યવહારનું વ્યવસ્થા-પત્ર અથવા ઇચ્છાપત્ર બનાવી રાખવું જોઈએ.

એવું ઇચ્છાપત્ર બનાવતી વખતે કેટલીક વાતો ધ્યાનમાં રાખવી ઘટે :

શાણા માણસે પોતાના મૃત્યુ પછી ઇચ્છાપત્ર દ્વારા પોતાની જ જીદ ચલાવીને ભૂતની જેમ જીવવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. કેટલાક ધનવાન માણસો તો પોતાના ઇચ્છાપત્ર દ્વારા પોતાનાં બાળકોનાં બાળકોનાં બાળકોનેય બાંધી લેવા ઇચ્છતા હોય છે. "મારા પુત્રની પુત્રી મારી ઇચ્છા અનુસાર લગ્ન કરે તો તેને આટલા રૂપિયા આપવામાં આવે. તે ન માને તો તેને કશું જ ન આપવામાં આવે," એવી એવી શરતો પણ ઇચ્છાપત્રમાં આમેજ કરવામાં આવતી હોય છે. મરી ગયા પછી પણ એવા લોકો પોતાની વાત જ ચલાવવાની કોશિશ કરતા હોય છે, જે મનુષ્યને શોભાસ્પદ નથી. કાયદાના બંધનથી અને ભાવનાના બંધનથી પોતાનાં ઉત્તરાધિકારીઓને જકડી–બાંધી રાખવાં એ તો ભવિષ્યકાળનો દ્રોહ કરવા સમાન છે. સમયની અને પરિસ્થિતિની માગ અનુસાર ચાલવાની સ્વતંત્રતા પાછળ રહી ગયેલાંઓને હોવી જોઈએ. ઇચ્છાપત્રનો ઉદ્દેશ અવ્યવસ્થા ટાળવાનો અને યોગ્ય વ્યક્તિને અધિકાર સોંપવાનો હોવો જોઈએ, ખાસ કરીને અધિકાર માટે ઝઘડા ન થાય એ એક મુખ્ય ઉદ્દેશ તો જરૂર હોવો જોઈએ. પેઢી દર પેઢી પોતાની જ એક વ્યવસ્થા ચાલ્યા કરે એવો આગ્રહ આપણે શા સારુ રાખીએ? સમય બદલાતો જાય છે. તેના આદર્શ અને તેની આવશ્યકતાઓ પણ બદલાતી રહેતી હોય છે. ઇચ્છાપત્ર દ્વારા જે લોકોને આપણે અધિકાર સોંપી દેતાં હોઈએ છીએ તેઓ પણ ચિરંજીવી નથી હોતાં. એવાં લોકો, કોણ જાણે, કયા પ્રકારનાં લોકોને પોતાનાં ઉત્તરાધિકારી તરીકે પસંદ કરવાનાં! તેથી, દીર્ઘકાળને લાગુ પડે એવી કોઈ વ્યવસ્થા કરવી જોઈએ નહિ. જે કાંઈ આપણે પાછળ મૂકતાં જઈએ તેનો સારામાં સારો ઉપયોગ માં વહેલો થઈ જાય એવી જ વ્યવસ્થા કરવી જોઈએ.

દરેક જમાનામાં અપરિવર્તનશીલ રૂઢિવાદી ચીલાચાલુ લોકોનો એક પક્ષ હોય છે અને બીજો પ્રગતિશીલ લોકોનો. ધર્મશાસ્ત્રને નામે રૂઢિવાદીઓ કોઈ ગ્રંથની કે રિવાજની ઉપયોગિતા ખતમ થયા પછી પણ તેને જીવિત રાખવાની કોશિશ કરે છે. એવી હાલતમાં ઇચ્છાપત્ર બનાવનાર પ્રગતિશીલ હોય તો તેણે જોવું જોઈએ કે તે પોતાનો પક્ષપાત સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે અને નવોદિત સુધારક પક્ષને મજબૂત બનાવે.

બીજી એક વાત વિચારવા જેવી છે:

જનાં લોકો, માનતાં કે પોતાની મિલકત પોતાને માટે અને પોતીકાંઓ માટે જ છે. એવા લોકો પોતાના ઇચ્છાપત્રમાં પોતાનાં બાળ-બચ્ચાંનો, સગાં-સંબંધીઓનો અથવા પોતાની પેઢીના ભાગીદારોનો અથવા જાતભાઈઓનો અધિકાર જ માન્ય રાખતા. મઠપતિ અને પાટપતિ પોતાના શિષ્ય-સાગરીતને પોતાના ઉત્તરાધિકારી બનાવતા હતા. એથી વધારે વ્યાપક દૃષ્ટિ હોય તે દયાધર્મ કે દાનધર્મના રૂપમાં પ્રગટ થતી હતી.

એવા લોકોએ હવે સમજવું જોઈએ કે પુત્ર, શિષ્ય અથવા સગાસંબંધી આદિ માટે આવશ્યકતાથી અધિક રાખવું એ એમનું અપમાન કરવા બરાબર છે. એમનાં પુરુષાર્થ અને પરાક્રમ બાબતમાં આપણને સંદેહ રહેતો હોય ત્યારે તો એમની ઉપર અનહદ મિલકત લાદી દેતાં હોઈએ છીએ એનાથી વધારે અપમાન બીજું કયું હોઈ શકવાનું હતું? પોતાનાં પંગુ, રોગગ્રસ્ત, જરાજર્જરિત અને બિલકુલ અસહાય એવાં દયાપાત્ર સંબંધીઓ માટે જરૂરી પ્રબંધ કરવો અલગ ચીજ છે અને માત્ર પોતાનાં સંબંધી હોવાને કારણે જ પોતાની સઘળી મિલકત એમને નામે કરી દેવી, એ બીજી વાત છે. એ સંબંધીઓમાં જે નાનાં બાળકો હોય છે તેમનાં ભરણપોષણની

અને એમના શિક્ષણની કાંઈ ને કાંઈ વ્યવસ્થા કરી રાખવી એ ઉચિત છે. ખૂબ વૃદ્ધ હોય કે બીમાર હોય એવાં લોકો માટે કંઈક પ્રબંધ કરી રાખે તોપણ તેમાં ખોટું નથી, પરંતુ આપણે એ વિશ્વાસ ન ખોઈ બેસીએ કે આખરી અંજામ વેળાએ દરેક વ્યક્તિનો મદદગાર સમાજ છે. જે કોઈ વ્યવસ્થા આપણે કરીએ, તેની બુનિયાદમાં સમાજની સદ્બુદ્ધિ પર અને ઈશ્વરની રચના પર વિશ્વાસ પ્રકટ થવો જોઈએ.

યુગધર્મ કહે છે કે આપણી હસ્તી, આપણું જીવન, એનો પુરુષાર્થ અને એની સુરક્ષા આખા સમાજ પર નિર્ભર છે. આપણે માત્ર આપણાં કુટુંબને માટે કે જાતિને માટે નહિ, બલકે સારાયે સમાજ માટે છીએ. સમાજનાં આપણે ઘટક છીએ. સમસ્ત સમાજના સહકારથી જ આપણું આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક જીવન પાંગરી શકે છે. એટલા માટે આપણાં જીવનનો અને કમાણીનો વધારેમાં વધારે ભાગ એ વિશાળ સમાજને જ પહોંચવો જોઈએ. તેમાં પણ એ સમાજના જે હિસ્સાની કે વર્ગની અને સમાજમાં જેમની ઉપેક્ષા થઈ રહી હોય, તેને જ આપણી વધુમાં વધુ મદદ પહોંચવી જોઈએ. ઈચ્છાપત્ર બનાવતી વખતે આ દષ્ટિને પ્રધાનતા મળવી જોઈએ.

આ યુગધર્મનો વિચાર કરતી વેળાએ પોતાની જાતિ, પોતાનો વર્ગ કે પોતાના ધર્મની મર્યાદા કે સંકુચિતતા રાખવી જોઈએ નહિ.

સરકાર યા રાજ્ય-સંસ્થા સમગ્ર સમાજની પ્રતિનિધિ હોવાનો દાવો કરતી હોય છે. પરંતુ રાજ્ય-સંસ્થા હજી સુધી એટલી વિકસિત નથી થઈ કે નૈતિક-આધ્યાત્મિક આદર્શોને સમજી શકે કે ન્યાય અને કુશળતાપૂર્વક તેનું પાલન કરી શકે. આપણા દેશમાં મધ્યકાલીન રાજાઓ અને રાજકુટુંબો પણ પોતાનાં દાન-ધર્મની વ્યવસ્થા પોતાના ત્રના હાથમાં ન સોંપતાં કોઈ અલગ વ્યવસ્થા જ કરતાં.

આજકાલનો જમાનો સરકારી તંત્ર પ્રત્યે અસંતોષ ધારણ કરતો હોવા છતાં પોતાનું સઘળું કામ તેની મારફત જ કરે છે, કરાવવા ચાહે છે. ઉત્તમ તો એ થશે કે સાંપ્રદાયિક તંગદિલીથા કંટાળીને લોકોએ ધર્મ-સંસ્થાને અપ્રતિષ્ઠિત કરી, એ જ રીતે રાજ્ય–સંસ્થાની પ્રતિષ્ઠા પણ હવે ઓછી કરીને રાજસત્તાથી ભિન્ન એવું કોઈ નૈતિક તંત્ર આપણે ઊભું કરીએ અને તેની મારફતે આપણાં સ્થાયી કામ કરાવીએ.

× × × ×

મૃત્યુ પછી જે કોઈ ચીજની વ્યવસ્થા તરતોતરત જ કરવી પડે છે, તે છે મરનારના શરીરની. દુનિયાના બધા દેશોમાં શબની વ્યવસ્થા ધાર્મિક રૂઢિ અનુસાર કરવામાં આવે છે. શરીરને જમીનમાં દાટવું, સમુદ્ર આદિ જળાશયમાં ફેંકી દેવું, ખાવા સારુ પક્ષી આદિ પ્રાણીઓને સુપરત કરવું કે અગ્નિસંસ્કાર દ્વારા સળગાવી દેવું—એ છે સામાન્ય રૂઢ પ્રકારો. આજકાલ કોલસા કે વીજળી દ્વારા મૃતદેહ સળગાવી દેવાની ભઠ્ઠીઓ પણ બનાવવામાં આવે છે.

હું માનું છું કે શરીરને ફૂંકી દેવાનો રિવાજ સૌથી સારો છે. મૃત્યુ પછી પ્રેતની વ્યવસ્થા કઈ રીતે કરવામાં આવે, એ સવાલ મરનાર કરતાંય પાછળ રહેનારાઓનો વધારે છે. અને તે પણ મુખ્યત્વે સામાજિક સ્વાસ્થ્ય અને આરોગ્યનો છે. મારા વિચાર પ્રમાણે શબના અંતિમસંસ્કાર સાથે ધાર્મિક વિધિ જોડી દેવાનું આવશ્યક હોવું જોઈએ નહિ. પ્રેતાત્મા કબરની નીચે સૂએ છે અને કયામતને દિવસે એ બધા જીવો પોતપોતાનાં શરીર ફરીથી ઓઢીને આવે છે, એવી કંઈક માન્યતાને કારણે કેટલાક ધર્મસંપ્રદાયનાં લોકો શબને ફૂંકી મારવાનું પસંદ કરતાં નથી. કબ્રસ્તાનમાં મુડદાં સડી જાય છે. અને એની માટી બની જાય છે, તે તરફ ધ્યાન આપવામાં આવતું નથી.

હું માનું છું કે સેવાધર્મી વ્યક્તિએ મૃત્યુ બાદ પોતાનું શર વૈદ્ય, ડૉક્ટર આદિ લોકોના પ્રયોગ ખાતર સોંપી દેવું

મસ્તિષ્ક, હૃદય, કલેજું, ફેફસાં આદિ બધા અવયવો પ્રયોગો માટે આપી દેવા એ શરીરનો ઉત્તમ ઉપયોગ છે. એ ઉપયોગ પૂરો થયા પછી અગ્નિસંસ્કાર કરી દેવામાં આવે.

શબને ચાર માણુસો ઉપાડી લઈ જાય કે ખાસ ગાડીમાં નાખીને, તે સવાલ મહત્ત્વનો નથી. ગાડીમાં નાખીને લઈ જવાનું સારું છે, જોવાની અને સગવડની બન્ને દૃષ્ટિએ. પરંતુ દરેક જગ્યાએ અને ખાસ કરીને ગામડાંમાં અને જંગલોમાં એવી સગવડ મળવી સહેલી નથી હોતી. લોકોને પ્રાચીન અને પ્રાથમિક પદ્ધતિનો પરિચય હોય એ પણ આવશ્યક છે. જે રીતે વન-ભોજનમાં આપણે ઓછાંમાં ઓછાં અને બિલકુલ પ્રાકૃતિક સાધનોથી રસોઈ બનાવીએ છીએ, તે જ રીતે દરેક સ્વાભાવિક અને સાર્વભૌમ ક્રિયાના પ્રાથમિક પ્રકારથી પણ મનુષ્યે પરિચિત રહેવું જોઈએ.

માર્ચ, ૧૯૫૨.

૧૪

# મરણોત્તર સેવા

ડૉ. ભારતન્ કુમારપ્પાની ઇચ્છા હતી અને એમના પરિવારનાં લોકો પણ એમાં સંમત થયાં હતાં કે એમના મૃત્યુ બાદ એમના શરીરને દફન કરવાને બદલે એનો અગ્નિસંસ્કાર કરવામાં આવે. ખ્રિસ્તી ધર્મમાં દફન કરવાનો રિવાજ છે, પરંતુ આજકાલ થોડાક લોકો અગ્નિસંસ્કાર કરવાનું વધારે પસંદ કરે છે.

આપણા દેશમાં સામાન્ય રીતે નાનાં બાળકો અને સંન્યાસીઓને દફનાવવામાં આવે છે. બાકીનાં લોકો માટે દરેક જાતિ પ્રમાણે પોતપોતાના અલગ રિવાજ હોય છે. જમીનમાં દફનાવવું, દાહક્રિયા દ્વારા શરીરને ભસ્મશેષ કરવું અથવા સમુદ્ર આદિ જળાશયમાં સમાધિ કરાવવી–એવા ત્રણ રિવાજ છે. જળાશયમાં માછલીઓ માટે શરીર છોડી દેવાથી, શરીરનો સદુપયોગ તો થાય છે, પરંતુ પાણી બગડી જાય છે, શરીર સડીને રોગ ફેલાવે છે, એ દોષ છે. તેના કરતાં તો જમીનમાં દફનાવવાનું ઘણું સારું છે, પરંતુ સૌથી સારો ઉપાય તો અગ્નિદાહનો છે.

જ્યારે શ્રી ધર્માનંદ કોસમ્બીએ પોતાના શરીર બાબત ગાંધીજીની સલાહ પૂછતાં કહ્યું કે અગ્નિદાહમાં ખર્ચ વધારે થાય છે, દફન કરવામાં ઓછો. ત્યારે ગાંધીજીએ જવાબમાં લખ્યું : "વૈજ્ઞાનિક ઢંગથી દફનાવવામાં આવે તો તેનો ખર્ચ વધારે જ થશે."

રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદ સંન્યાસી હોવા છતાં એમણે પોતાને માટે અગ્નિસંસ્કાર જ પસંદ કર્યો હતો.

આજકાલ યુરોપમાં ક્યાંક ક્યાંક શબદહન માટે એક ભઠ્ઠી ઊભી કરી દેવામાં આવે છે. એમાં શરીરને અગ્નિસાત્ કર્યા બાદ શરીરની જે ભસ્મ બચે છે તે કોઈ વાસણમાં ભરી રાખે છે જ. એવા વાસણને ત્યાં 'અર્ન' કહે છે. અહીંની ભઠ્ઠીમાં શરીરની ભસ્મ સાથે લાકડાં કે છાણાંની રાખ મળતી નથી.

આપણા દેશમાં આપણાં પૂર્વજોએ શબદહન વિધિને, બની શકે તેટલી સસ્તી અને સર્વમાન્ય બનાવી છે. ઓછામાં ઓછું દહનક્રિયાને તો સાદી, સસ્તી અને કાર્યગત બનાવી છે. અંતિમક્રિયામાં ગરીબ અને અમીરનો ભેદ દૂર કર્યો છે અને સમાજને આ બાબતમાં તેનું કર્તવ્ય શીખવ્યું છે.

મૃત શરીરને ઉઠાવી લઈ જવાનું કામ સમાજના સઘળા લોકો કરે છે. અર્થી પણ સસ્તામાં સસ્તી હોય છે. ગામમાં જે ચીજો સરળતાથી મળી શકે છે તેમાંથી અર્થી બનાવવાની સહેલી પદ્ધતિ લોકોએ શોધી કાઢી છે.

મૃત શરીરને સળગાવવાની પદ્ધતિ પણ દરેક ઠેકાણે સરળમાં સરળ બનાવી દીધી છે. નદીકિનારાના સ્મશાનનો અલગ ઢંગ અને લાકડાં બહુ મળતાં હોય ત્યાંનો ઢંગ બીજો. જ્યાં લાકડાં મળતાં જ નથી, ત્યાં છાણાંનો ઉપયોગ કરીને શરીર સળગાવે છે. એને માટે શરીર માથાથી પગ સુધી લાંબું હોઈ અનુકૂળ પડતું નથી. એટલે એ હાથ છાતી પર લે છે અને પગનું લગભગ પદ્માસન બનાવે છે. આ તરેહની ચિતા ગોળ બની જાય છે.

છાણાં ઉપર કેટલું, નીચે કેટલું, એ નિશ્ચિત હોય છે. કપૂર, ઘી, ચંદન આદિ જ્વાલાદાયી અને સુગંધિત દ્રવ્યોનો પણ ઉપયોગ

કરાય છે. ચિતા બનાવવાનું કામ એટલું સહેલું હોય છે કે દરેક આદમી એક વખત જ જોવાથી તેની ખૂબી સમજી લે છે. ચિતામાં હવા પોતાનું કામ કરે એ માટેની સગવડ રાખતાં હોય છે.

આ રીતે બિલકુલ પ્રાથમિક (પ્રિમિટિવ) ઢંગની સરળ પદ્ધતિ સર્વમાન્ય બનાવવાથી એ એક વિશિષ્ટ સંસ્કૃતિનું રૂપ ધારણ કરી લે છે.

ખુલ્લા મેદાનમાં આગ લગાડવાનું સહેલું નથી હોતું, તેથી ઘેરથી અગ્નિ લઈ જવાની પ્રથા પણ નિશ્ચિત થઈ ચૂકી છે. મરણથી કોઈ મુક્ત નથી. દરેકને મરવું જ છે અને તેના શબની વ્યવસ્થા સમાજે કરવાની જ છે ત્યારે તેની પદ્ધતિ સર્વમાન્ય, સર્વસુલભ અને સસ્તી હોવી જ જોઈએ. આમ, સમગ્ર રીતે જોતાં પૂર્વજોના અનુભવની અને બુદ્ધિની કદર કર્યા વિના રહેવાતું નથી, પરંતુ……

સંસ્કૃતિની પ્રગતિ સાથે 'પરંતુ' લાવવું જ પડે છે. ખાસ કરીને નાનાંમોટાં શહેરોમાં, જ્યાં સ્મશાનઘાટની જગ્યા મુકરર છે, રોજેરોજ કોઈ ને કોઈ મરતું જ હોય છે, મૃત શરીરને લઈ જવાનો અને સળગાવવાનો, દફનાવવાનો, કાયમી પ્રબંધ અને એ પણ સુવ્યવસ્થિત, હોવો જ જોઈએ.

આપણી અર્થી સસ્તી હોય છે ખરી. તેની બનાવટ પણ સહેલી છે અને અર્થી કે કફન મૃતકની સાથે નષ્ટ કરવાનો રિવાજ છે—અને અમુક હદ સુધી એ સારો પણ છે. અર્થી સસ્તી તો હોવી જ જોઈએ. ક્યાંક ક્યાંક મૃતકનું મોઢું ખુલ્લું રાખવાનો રિવાજ છે, જે સારો નથી. રસ્તે જતાં નાનાં બાળકો જોઈને ડરી પડે છે. મૃતકનું દર્શન એટલું સારું પણ નથી હોતું. સામાન્ય નિયમ એ જ હોય કે મનુષ્યના મરણ બાદ દર્શનનો આગ્રહ ન રાખવો જોઈએ.

હું જાણું છું કે દર્શનના આગ્રહ પાછળ દગોફટકો ટાળવાનો એક ઉદ્દેશ હોય છે. કોઈનું મુડદું કોઈ બીજાને નામે દફનાવી દીધું કે સળગાવી દીધું અને અસલી માણસને સંતાડી દીધો, એવા કિસ્સા બનતા આવ્યા છે.

એટલા માટે પણ દર્શનનો આગ્રહ રાખવામાં આવતો હોય છે. આ બધું અર્થી ઉઠાવતાં પહેલાં પતાવી લેવામાં આવે તો સારું. રસ્તામાં મૃતકનું શરીર ઢાંકેલું રહે એ જ સારું છે.

અર્થી ખભા પર ઉપાડવાનો રિવાજ ઘણો જ પ્રાચીન છે. મૃતક પ્રત્યે આદર દેખાડવા ખભો આપવામાં આવે છે. પરંતુ જ્યાં રસ્તા બનાવવામાં આવ્યા હોય અને ગાડીનો પ્રબંધ થઈ શકતો હોય, ત્યાં અર્થી ખભા પર ઉઠાવવાનો રિવાજ છોડી દેવો જોઈએ. સાઈકલના ચક્રને કામમાં લઈને જે રીતે ફેરીવાળા પોતાની ગાડી બનાવે છે, તે જ રીતે કોઈ પ્રબંધ કરવામાં આવે તો તે સારું છે.

રાજકોટના કોઈ એક મહાશયે આ વિશે સારું આંદોલન ચલાવ્યું હતું. પરંતુ એ આંદોલનમાં મર્યાદા ન રહેતાં તેની અસર વધી નહિ.

× × ×

જ્યાં શબને સળગાવવા માટે છાણાં કામમાં લેવામાં આવે છે, ત્યાં જના રિવાજમાં ઝાઝો સુધારો કરવાનો અવકાશ નથી. છાણાં અહીંતહીં પડી ન જાય તે માટે બે અથવા ચારેય બાજુ લોઢાની જાળી કે છેદવાળી પાટો કામમાં લેવાથી બધું સરળ થઈ જવાનું.

જ્યાં લાકડાં કામમાં લે છે, ત્યાં પણ ચારે બાજુ લોઢાની પાટો કે જાળી રાખવામાં આવે તો ચિતા પડી જવાનો ડર ન રહે. લાકડાં કાપીને ઠીક આકારનાં બનાવીને તૈયાર રાખવાં જોઈએ. આજકાલની રીત બિલકુલ બરાબર નથી. શીઘ્ર જ્વાલાગ્રાહી પદાર્થોમાં કપૂર કે ઘીનો ઉપયોગ અનાવશ્યક છે. આદર બતાવવા માટે પણ ઘી સળગાવવું અનુચિત ગણાય. તરેહવાર તેલ તો ઉપલબ્ધ છે જ. ઘાસલેટ પણ છે અને લોબાન જેવા સસ્તા ધૂપ પણ મળે છે.

સ્મશાન જવા આવવાનો રસ્તો સ્વચ્છ અને સાફ રાખવો જોઈએ. સ્મશાનમાં બેસવા માટે છાયાવાળી જગ્યા પણ રાખવી જોઈએ. જે દુઃખી લોકો આપસમાં વાત કરવા ઈચ્છતા ન હોય,

એમને વાંચવા માટે ત્યાં ઉચિત સાહિત્ય રાખવું જોઈએ. થોડાં સારાં જીવનચરિત્રો પણ રાખવામાં આવે. જેઓ નાહવા ઇચ્છે તેમને માટે કપડાં રાખવાનો અને કપડાં બદલવાનો એમ અલગ કમરા બનાવવામાં આવે. ફૂલછોડ અને છાયા માટેનાં ઝાડ પણ ઠેરઠેર હોય.

લોકો માની જાય તો સૌની અંતિમક્રિયા એક સરખી થાય. દરેક ધર્મનું અલગ અલગ સ્મશાન બનાવવાનો રિવાજ આજ સુધી ચાલ્યો, હવે તો રાષ્ટ્ર તરફથી સામાન્ય નિયમ બનાવવામાં આવે અને સૌ તેનું પાલન કરે, એ રિવાજ સારો થશે. દરેક જગ્યાએ બે જ સ્મશાન હોય. એક જગ્યાએ દફન કરવાનું અને બીજી જગ્યાએ અગ્નિદાહ કરવાનું.

જેટલા લોકો મરે, તે બધા માટે કાયમી કબર બનાવી રાખવાનો રિવાજ દરેક સ્થળે રાખવો શક્ય નથી, સહેલો પણ નથી. થોડા દિવસ માટે મૃતક માટે થોડી જગ્યા રોકવી ઠીક છે. પછી માટી સાથે માટી ભળી ગઈ અને જગ્યાનું નામનિશાન ન રહ્યું, એ જ ઉત્તમ પદ્ધતિ છે. દરેક વ્યક્તિનું જન્મસ્થાન અને કબ્રસ્તાન જો આપણે સદાને માટે જાળવી રાખવા મંડીએ તો જગ્યાનો પ્રશ્ન ઊભો થવાનો. જીવતાં લોકો માટે રહેવાની જગ્યા નહિ રહે અને થોડા સમય પછી એ સ્થળની દેખરેખ પણ રાખી શકાવાની નથી. આદર દેખાડવા માટે જે પ્રબંધ કરવામાં આવ્યો તે જ અનાદરનું રૂપ ધારણ કરશે. એટલા માટે દરેક કબ્રસ્તાન થોડા સમય પછી બંધ જ કરવામાં આવે અને દસ–વીસ વરસ પછી તે સ્થળ ખેતી કે બગીચા માટે વાપરવામાં આવે અને કબ્રસ્તાન કોઈ બીજે સ્થળે ફેરવવામાં આવે. એવું પરિવર્તન સેંકડો વરસો પછી કુદરતી રીતે તો થતું હોય છે જ, પરંતુ મુદત બાંધીને વિચારપૂર્વક સામાજિક સંમતિથી નિયમ બનાવવો સારો.

જુલાઈ, ૧૯૫૭

## ૧૫

# નદીકિનારે સ્મશાન

મનુષ્યનો દેહ સળગાવવા માટે આપણે લોકો નદીનો કિનારો પસંદ કરીએ છીએ. ખુલ્લી જગ્યા હોય છે. શબદહન પછી રાખ ઠંડી કરીને તેને પાણીમાં ફેંકી શકાય છે જેથી પવિત્ર કે અપવિત્ર હાડકાં મનુષ્યના પગ તળે ન કચરાય. નદીના પાણીમાં બધી ચીજો વહી જાય છે. ધીરધીરે નદીની માટી સમુદ્ર સુધી પહોંચી જાય છે, અને સમુદ્ર તો પવિત્રમાં પવિત્ર સ્થાન છે–' सागरे सर्व तीर्थानि.'

કોઈએ સવાલ ઉઠાવ્યો કે નદીનું પાણી તો આપણે પીએ પણ છીએ. સળગી ગયેલા શરીરની રાખ નદીનાં પાણીમાં વહાવી દેવાનું કેટલું ઉચિત છે? જવાબમાં કોઈએ કહ્યું: "અરે, આપે બનારસ જઈને નથી જોયું. ત્યાં તો અધબળ્યું શબ પણ પવિત્ર ગંગાજીના પવિત્ર જળમાં ફેંકી દેવામાં આવે છે. એવું શબ જ્યારે પાણીમાં તરવા લાગે છે, ત્યારે આંખોથી દીઠું નથી જતું. પેટમાં પણ ઉથલ-પાથલ થાય છે."

અંગ્રેજોએ જોયું કે ભારતીઓના 'ધાર્મિક' રિવાજોમાં સરકાર દખલ ન કરે તો તે લોકો ખુશીથી પોતાની નિષ્ઠા સરકારને અર્પણ કરે છે. પછી ભલેને તેમની નીતિ દેશ આખાને લૂંટવાની પણ કેમ ન હોય! ભારતના લોકો પોતાનું હિત અને સ્વાર્થ સમજતાં નથી,

કેવળ ભાવનાપ્રધાન હોય છે. એમની ભાવના સંભાળીને એમને લૂંટવાનું કામ સહેલુંસટ છે. જે હોય તે, ભારતની અંગ્રેજ સરકારે આપણા ધાર્મિક રિવાજોમાં હસ્તક્ષેપ ન કરવાની જે નીતિ અપનાવી, તે પરદેશી સરકાર માટે શુદ્ધ નીતિ જ હતી, હેતુ ગમે તે હોય.

પણ હવે સ્વરાજ છે. સ્વકીયોનું રાજ છે. દેશની લગામ જનતાનાં પ્રતિનિધિઓના હાથમાં છે. હવે આપણે આપણા 'ધાર્મિક' રિવાજોમાં પણ સુધારા કરી શકીએ છીએ. જૂના સ્મૃતિગ્રંથો આપણે માટે પૂજ્ય છે. પરંતુ એનો ઉપયોગ આપણે પીનલકોડ તરીકે ન કરી શકીએ. નિયમોમાં પણ એકતા નથી. જ્યાં જે રૂઢિ ચાલતી હોય, તેનું જ માહાત્મ્ય હોય છે. રૂઢિને આધારે ક્યારેક શાસ્ત્રવચન બનાવવામાં આવે છે. હંમેશાં રૂઢિ માટે શાસ્ત્રનો આધાર હોય છે જ એમ નથી. રૂઢિ લોકમાનસમાંથી પેદા થતી હોય છે. લોકમાનસ બદલવાથી રૂઢિ બદલી શકાય છે, બદલવી જોઈએ. શબદહન પછી પ્રેતનાં સળગેલાં હાડકાં અને રાખ નજીકના તળાવમાં વિસર્જન કરવાનો રિવાજ ક્યાં સુધી ચલાવવો તે સમાજશાસ્ત્ર સમજનારા, આરોગ્યશાસ્ત્ર સમજનારા, લોકહિત સમજનારા લોકનેતાઓએ નક્કી કરવું જોઈએ.

મેં મારાં કેટલાંક સંબંધીઓ અને સ્નેહીઓનાં અસ્થિનું વિસર્જન પ્રયાગમાં કે હરદ્વારમાં કર્યું છે. મહાત્માજીનાં અસ્થિનું અને ચિતા-ભસ્મનું વિસર્જન દેશનાં અનેક પવિત્ર સ્થાનોમાં કરવામાં આવ્યું, તે મેં પસંદ કર્યું છે. પરંતુ જળાશયોમાં અસ્થિનું વિસર્જન કરવું કેટલું વાજબી અને સલાહભર્યું છે એ સવાલ જ્યારે દેવદાસ ગાંધીએ ઉઠાવ્યો ત્યારે હું પણ વિચારમાં પડી ગયો.

મને ખબર છે કે સુદૂર દક્ષિણમાં, ભારતના પશ્ચિમ કિનારા પર ગોકર્ણ-મહાબળેશ્વર નામનું એક તીર્થસ્થાન છે, જેનું

પુરાણોમાં કાશી, બનારસથી ઓછું નથી કહ્યું. અહીંના લોકોએ સળગાવેલા શરીરનાં અસ્થિ વિસર્જન કરવા માટે એક અલગ તળાવ પસંદ કર્યું છે. એ તળાવના પાણીનો બીજો કોઈ ઉપયોગ નથી કરાતો. સ્થાનિક લોકો કહે છે કે એ તળાવના પાણીની ખૂબી એ છે કે તેમાં પધરાવેલાં અસ્થિ થોડા જ દિવસોમાં ગળી જાય છે.

જે હોય તે, આ રિવાજ મને સારો લાગ્યો છે. અસ્થિવિસર્જન માટે એક અલગ જ તળાવ મુકરરર કરી રાખવું અને તેના પાણીનો બીજો ઉપયોગ ન કરવો એ સારું જ છે.

જ્યારે અધિકાંશ દુનિયા શબને જમીનમાં ઊંડો ખાડો ગાળીને દાટતી આવી છે, ત્યારે સળગાવેલા પ્રેતનાં અસ્થિ અને ચિતાભસ્મ એક ખાડામાં નાખીને તેની ઉપર એક ઝાડ વાવવાનો રિવાજ કેમ ન ચલાવવો? હાડકાં અને ભસ્મનું ખાતર ઝાડને માટે સારું છે અને મૃત વ્યકિત પ્રત્યે આદર દેખાડવા માટે ઝાડની હિફાજત કરવી સૌથી વધુ સારી અને અનુકૂળ રીત છે.

નદીકિનારે પ્રેતદહન કરવાનો રિવાજ એટલા માટે પસંદ કરવામાં આવ્યો હતો કે દર વર્ષે નદીમાં પૂર આવીને આખી જગ્યા આપોઆપ સાફ થઈ જતી અને મૃત વ્યકિતઓને નામે કબ્રસ્તાન માટે કીમતી જમીન રોકવાની પણ વાત ઊભી થતી નહિ. મરી ગયેલી દરેક વ્યક્તિની પાછળ કબ્રસ્તાન તરીકે જમીન રોકવામાં આવે તો પૃથ્વીનું આખુંય ક્ષેત્ર મરેલાં લોકોની જ મિલકત બની જાય! ન તો ખેતી માટે કે ન તો મનુષ્ય-વસતિ માટે, પૂરતી જમીન રહી શકવાની!

લોકોત્તર પૂજ્ય વ્યકિતઓ માટેની સમાધિની વાત અલગ છે. સામાન્ય મનુષ્યને નામે એક તસુ જેટલી જમીન પણ રોકવામાં આવે,

એ યોગ્ય નથી. નદીનો કિનારો વધતી જતી વસતિના દિવસોમાં, બધી જ જાતની ખેતી માટે પણ કામ આવવો જોઈએ.

જમાનો બદલાઈ ગયો છે, પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. સામાજિક આદર્શો બદલાઈ ગયા છે. આવા દિવસોમાં પ્રથમ તો દરેક સવાલનો જાહેર રીતે ઊહાપોહ થવો જોઈએ. પૂરતો લોકમત તૈયાર થયા પછી અને વૈજ્ઞાનિક તેમ જ સામાજિક દૃષ્ટિબિન્દુથી વિચાર કર્યા બાદ સમાજ વતી કે સરકાર તરફથી વિશેષજ્ઞોની સમિતિ નિયુક્ત કરીને કોઈ નિર્ણય કરવો જોઈએ. પ્રેતદહન, સ્મશાન અને કબ્રસ્તાનનો આખોય સવાલ જે રીતે આપણાં પૂર્વજોએ ઊંડાણમાં ઊતરીને વિચાર્યો હતો, એ જ રીતે ફરીથી વિચારવા લોકમાનસ તૈયાર કરવું જોઇએ.

જૂન, ૧૯૫૮

१६

# મૃત્યુ પછી

મૃત્યુ પછી મનુષ્યના શરીરનું શું શું કરવામાં આવે?

આપણે લોકો શરીરને કાં તો જમીનમાં દફનાવીએ છીએ, અથવા તો સ્મશાનમાં જઈને ફૂંકી દઈએ છીએ. એના પણ નિયમ છે. થોડી જાતિઓમાં શબને સ્મશાનમાં લઈ જઈને દફનાવવાનો રિવાજ છે, થોડી જાતિઓમાં સળગાવવાનો.

આ બીજા પ્રકારમાં પણ છેક નાનાં બાળકોનો અગ્નિસંસ્કાર નથી કરતાં. હાડકાં મજબૂત ન થયાં હોય તેવાં બાળકો મરી જાય તો તેમને દફનાવે છે, એટલા માટે કે દફનાવ્યા પછી કેટલાક સમય બાદ શરીરની ધૂળ થઈ જાય છે. હાડકાં માટીમાં નથી મળી જતાં તેથી આપણે લોકો શબને સળગાવવાનું વધારે પસંદ કરીએ છીએ. સળગાવ્યાથી પણ કાંઈ બધાં જ હાડકાં બળી નથી જતાં. મોટાંમોટાં હાડકાં સળગ્યા પછી પણ એવાં ને એવાં જ રહે છે. એનું શું કરવામાં આવે? આપણો વિચાર એવો છે કે આ હાડકાં ખેતરમાં ખાતર લેખે ન વપરાય. મનુષ્ય શરીરનું ખાતર બની જાય અને ધાન્ય, શાકભાજી કે ફળફળાદિ તરીકે તે આપણાં પેટમાં જાય તે આપણને પસંદ નથી. તેથી આપણે અસ્થિને મોટી નદીઓ કે સરોવરમાં પધરાવી દઈએ છીએ, કારણકે એ સ્થાનો પવિત્ર માનવામાં આવે છે, તીર્થ કહેવાય છે.

ક્યાંક વળી શરીરનો અગ્નિસંસ્કાર કર્યા પછી જે હાડકાં રહે છે તેને એક ઘડામાં કે ચંબૂમાં ભરી રાખીને તેને પૂજાસ્થાને સ્થાપવામાં આવે છે.

બુદ્ધ ભગવાનના દાંત, વાળ તો પૂજા સારુ સ્થાપેલા હતા જ. એમનું શરીર સળગાવ્યા પછી એમનાં હાડકાં અનેક પ્રદેશનાં લોકો આપસમાં વહેંચી લઈ ગયાં અને એમણે એ અવશેષો ઉપર મોટામોટા સ્તૂપો બાંધ્યાં, જેને ધાતુગર્ભ–ડાગોબા–પાગોડા કહે છે. ધાતુ એટલે અસ્થિ. તે જેના ગર્ભમાં–પેટમાં હોય, એવા સ્તૂપોને ધાતુગર્ભ કહેતા હતા. પ્રાચીન હાડકાંના એવા અવશેષ આજે પણ જોવા મળે છે. ચીનમાં મેં એવા અવશેષ બે ઠેકાણે જોયા હતા.

શરીરને જમીનમાં દફનાવ્યા પછી એ સ્થળે યાદગીરી માટે એક પથ્થર રાખે છે. (આદિવાસીઓમાં જ્યારે સ્ત્રીને દફનાવે છે, ત્યારે એ સ્થાન પર શિલા આડી રાખે છે, એટલે કે શિલાને સુવડાવે છે. પુરુષ હોય તો શિલા ઊભી ખોડે છે).

જ્યાં શરીર દાટવામાં આવ્યું હોય ત્યાં મહાપુરુષો માટે સમાધિ અથવા કબર બાંધે છે; જેથી એ સ્થળનો બીજો ઉપયોગ ન થઈ શકે અને આદર દેખાડવા સારુ, સ્મારક તરીકે એનો ઉપયોગ પણ થાય. (ક્યારેક ક્યારેક સમાધ અથવા કબ્રસ્તાનની નીચે મૃત પુરુષનું શબ નથી હોતું. અંગ્રેજીમાં એને 'સેનોટાફ' કહે છે. પૂના પાસે સિંહગઢ કિલ્લામાં શિવાજીના સરદાર તાનાજીની સમાધિ છે. તેની નીચે એ વીરના શરીરના અવયવો દાટવામાં આવ્યા નહોતા).

મરી ગયેલી દરેક વ્યક્તિ માટે જો છ છ ફૂટ જમીન રોકવામાં આવે તો વસતિ અને ખેતી માટે પણ જમીન ન બચે. એટલા માટે સ્મશાન વસતિથી થોડે દૂર રાખવામાં આવે છે. એવા સ્મશાનમાં બહુ જ ભીડ થઈ જાય તો તેને છોડી દેવામાં આવે છે, અને આખરે કુદરત એ જગ્યાને અપનાવી લે છે!

પ્રાચીન ઇજિપ્તમાં, મોટામોટા રાજાઓનાં શરીરને એક જાતના મસાલામાં નાખીને સુરક્ષિત રાખવાનો રિવાજ હતો. રિવાજ એવો હતો કે શરીરમાંથી મસ્તિષ્ક, કાળજું, યકૃત અને દાંત અળગાં કરી નાખીને તેમાં મસાલા સાથે એક બરણીમાં રાખતા હતા. શરીરના એ અંતસ્થ અવયવોને અંગ્રેજીમાં 'વાઇસરા' કહે છે. બાકીના શરીરમાં મસાલો નાખવાથી તે સડતું નથી, દર્શન યોગ્ય રહે છે. એવા શરીરને 'મમી' કહે છે. આજકાલ શરીરમાં મસાલો ન નાખતાં તેને ઇન્જેક્શન દઈ દે છે. રશિયાની રાજધાની મોસ્કોમાં સામ્યવાદી લોકોએ એમના નેતા લેનિનનું શરીર આ જ રીતે 'એમ્બામ' કરીને રાખ્યું છે.

પારસી લોકો મૃતદેહને જમીનમાં દાટતાય નથી કે નથી તો અગ્નિસંસ્કાર કરતા. ઇરાનમાં સ્મશાન જેવી કોઈ જગ્યાએ મૃતદેહને રાખી મૂકતાં, જ્યાં પછી પક્ષી આવીને શરીરનું માંસ તોડીને ખાઈ જતાં હતાં અને માત્ર હાડકાં જ તડકામાં શેષ રહેતાં.

હું માનું છું કે મૃતદેહનો શ્રેષ્ઠ ઉપયોગ આ છે. દખમાના તાકમાં શરીર રાખી દીધું તો લોઢાની પાટોને લીધે શરીર નીચે નહિ પડી જાય. ગીધ આદિ પક્ષીઓ આવીને શરીરને ખતમ કરી દે અને હાડકાં નીચે કૂવામાં પડી જાય. પક્ષીને આહાર મળ્યો અને આપણને કોઈ જાતની તકલીફ ન રહી.

સમુદ્રયાત્રા દરમિયાન આગબોટ પર જ કોઈનું મૃત્યુ થાય તો તે મૃતશરીર સમુદ્રને અર્પણ કરવાનો રિવાજ છે. પશ્ચિમના લોકો જસતની પેટીમાં મૃતદેહને સમુદ્રમાં છોડી દે છે. મનુષ્યનું મૃતશરીર માછલીઓને ખાવા માટે દેવું, એ પણ શરીરનો સદુપયોગ જ છે. મનુષ્યનું શરીર રોગી હોય તો તેને ખાનારી માછલીઓ અથવા પક્ષી દ્વારા એ રોગ વળી મનુષ્યને ઘેરી લેશે કે નહિ તેનો વિચાર કરવો જોઈએ ખરો. કદાચ જંગલનાં પક્ષી અને સમુદ્રની માછલીઓ રોગની સંક્રાન્તિમાં મદદ નયે કરતાં હોય.

આપણે શરીર અગ્નિને સમર્પણ કરીએ છીએ ત્યારે શરીરમાં ગમે તેવો પણ રોગ હોય, અગ્નિ બધું જ સળગાવી દે છે. અગ્નિ જેવું પવિત્ર કરનારું તત્ત્વ બીજું છે જ ક્યાં?

મનુષ્યના શરીરની રક્ષા કે ભસ્મની વાત કરીએ છીએ ત્યારે તેનો અર્થ પણ ધ્યાનમાં લેવો જોઈએ.

આપણા દેશમાં આપણે શરીરની ઉપરનીચે ગાયનું છાણ કે છાણાં રાખીએ છીએ અથવા લાકડાં. પછી અંદર શરીરને સળગાવી દઈએ છીએ. સામાન્ય રીતે અગ્નિનો પ્રારંભ પગ તરફથી કરે છે અને શરીર સળગતાં સળગતાં માથાની ખોપરી સળગવા લાગે છે. ખોપરી સળગે છે ત્યારે તે એકદમ ફૂટે છે અને અવાજ થાય છે. અવાજ સાંભળતાં લોકો સમજી જાય છે કે આખું શરીર સળગી ગયું છે.

જ્યાં છાણાંની મદદથી શરીર સળગાવવામાં આવે છે, ત્યાં ખર્ચ ઓછું કરવા શબ સખત થઈ જાય તે પહેલાં પગની પલાંઠી અથવા પદ્માસન વળાવી દે છે, જેથી ચિતા મોટી ન બનાવવી પડે.

શરીર સળગી ગયા પછી થોડાં મોટાંમોટાં હાડકાં, સળગીને સફેદ થઈ ગયેલાં, એવાં જ રહે છે, જેને અસ્થિ કે ફૂલ કહે છે તેને વીણી લઈને અલગ કરંડિયામાં કે ઘડામાં રાખી મૂકે છે. પ્રયાગના ત્રિવેણી સંગમમાં કે હરદ્વારમાં હરકી પૈડી પાસે આ સળગેલાં હાડકાં, અસ્થિ કે ફૂલને નદીપ્રવાહમાં પધરાવવામાં આવે છે.

બાકીની રાખ અથવા રક્ષામાં શરીરની રક્ષાની સાથે છાણાં અને લાકડાંની રક્ષા પણ હોય છે. એ બધી રાખ અલ્હાબાદ કે હરદ્વાર લઈ જવાનો રિવાજ નથી. પાસેની કોઈ નદી અથવા જળાશયમાં તેને ફેંકી દે છે. એવી રક્ષામાં શરીરની રક્ષા થોડી, લાકડાં–છાણાંની-ઈંધણની રક્ષા વધારે હોય છે. એ બધી જ રક્ષા પવિત્ર જળાશયમાં ફેંકી દેવાનો રિવાજ છે.

પશ્ચિમમાં શરીરને સ્મશાનમાં ખાડો ગાળીને દાટી દેવાનો રિવાજ છે. પરંતુ શરીર સળગાવવાનો આપણો રિવાજ પસંદ કરનારા લોકોની સંખ્યા પણ ધીરેધીરે વધવા માંડી છે. ત્યાં શરીર સળગાવવાની પદ્ધતિ વ્યવસ્થિત અને વૈજ્ઞાનિક છે. એક લોઢાના પતરા પર શબને નિર્વસ્ત્ર કરીને રાખવામાં આવે છે અને એ પતરું એક મોટી ભઠ્ઠીમાં સરકાવી દઈને ભઠ્ઠીનું બારણું બંધ કરી દેવામાં આવે છે. આજકાલ વીજળીની મદદથી ભઠ્ઠીનો ઓરડો એટલો ગરમ કરી દે છે કે આખું શરીર અને હાડકાં બધું જ પૂર્ણતયા સળગી જાય છે અને તેની રાખ થઈ જાય. છે. સમય પૂરો થયા પછી જ્યારે એ પતરું બહાર કાઢવામાં આવે છે ત્યારે હાડકાંના બાકી અવશેષ અને બાકીના શરીરની રક્ષા જ એની ઉપર હોય છે. એમાં લાકડાં કે ઇંધણની રક્ષાનો ભેગ હોતો નથી. પછી એ હાડકાં અને ભસ્મ એકત્ર કરીને ડબ્બામાં કે ચંબૂમાં નાખીને આપી દે છે. શરીર સળગાવવાની આવી ભઠ્ઠીને અંગ્રેજીમાં 'ક્રિમેટોરિયમ' કહે છે. વીજળીની મદદથી શરીરનો દાહ કરવો એ સૌથી સારી વ્યવસ્થા છે, પરંતુ તેમાં ખર્ચ વિશેષ આવે છે.

જુનવાણી લોકોનો અભિપ્રાય એવો છે કે ધનવાન હોય કે ગરીબ, સૌની અંતિમક્રિયા એક જ પ્રકારની હોવી જોઈએ. ઘરથી સ્મશાન સુધી શબને અર્થી પર રાખીને ખભા પર લઈ જવાનો આપણો સામાજિક રિવાજ છે. આપણે લોકો શબને માથાથી પગ સુધી કપડાંમાં લપેટીને લઈ જઈએ છીએ. સુવાસિની–સધવા સ્ત્રી હોય તો તેનું શિર ખુલ્લું રાખવાનો રિવાજ છે.

સંન્યાસીના શરીરને સામાન્ય રીતે સળગાવવામાં આવતું નથી. તેને કાં તો જમીનમાં દાટી દેવામાં આવે છે અથવા તો પાણીમાં ડુબાડી દેવામાં આવે છે. સંન્યાસીનું શરીર અપવિત્ર માનવામાં આવતું નથી. સંન્યાસીના અવસાન બાદ તેનું દશ કે ત્રણ દિવસનું અશૌચ (સૂતક અથવા છૂત) પણ નથી મનાતું. જેવી લાકડી એવું એ શરીર..

આપણે માથાના વાળ કાપીએ છીએ અથવા આંગળીઓના નખ કાપીએ છીએ, ત્યારે આજ સુધીનો ઉત્તમ રિવાજ હતો કે એ અપવિત્ર ચીજો ગમે ત્યાં ન ફેંકી દઈએ, ઊડીને આપણા ખાદ્ય પદાર્થોમાં આવીને ન પડે! માંસાહારી લોકો પણ મનુષ્યના માંસને અખાદ્ય માને છે, ત્યારે નખ કે વાળ, શરીરનો કોઈ પણ પદાર્થ પેટમાં જવાની સંભાવના ટાળવી જોઈએ. એ જ કારણે આપણે મનુષ્યના શરીરનું ખાતર પણ નથી કરતા. આવો ખ્યાલ ન હોત તો લોકોએ મનુષ્યનાં હાડકાંમાંથી તરેહતરેહના પદાર્થો બનાવ્યા હોત, ચામડીનો પણ ઉપયોગ કર્યો હોત, આંતરડામાંથી તાંત બનાવી હોત અને સારા શરીરનું ઉત્તમ ખાતર તો જરૂર બનાવત.

ગાંધીજીની હત્યા થઈ, ત્યારે લૉર્ડ માઉન્ટબેટને સૂચવ્યું હતું કે જેમ લેનિનનું શરીર 'એમ્બામ' કરીને સુરક્ષિત રાખવામાં આવ્યું છે, એમ જ ગાંધીજીનું શરીર રાખવામાં આવે, જેથી ભવિષ્યના લોકો એમનાં દર્શન કરી શકે. જવાહરલાલજીએ ગાંધીજીનાં અંતેવાસીઓને પૂછ્યું. અમે બધાં લોકોએ એકી અવાજે એ સૂચનાનો અસ્વીકાર કરી કહ્યું કે શરીર તો પંચમહાભૂતોમાં વિલીન થઈ જાય એ જ સારું છે. શરીરને સળગાવવું, હાડકાં અને રાખ પવિત્ર જળાશયોમાં પધરાવવાં અને સંગ્રહ તરીકે થોડુંકેય ન રાખવું, એ જ ઉત્તમ માર્ગ છે. એમ જ કરવામાં આવ્યું. (અલબત્ત, મને ખબર છે કે થોડા લોકોએ હાડકાંનો એકાદ ટુકડો પોતાની પેટીમાં સરકાવી દીધો છે ખરો!)

જે રીતે ભગવાન બુદ્ધના શરીરને અગ્નિસંસ્કાર કર્યા પછી એમનાં અસ્થિ શિષ્ય રાજાઓએ માંહોમાંહે વહેંચી લીધાં, એ જ રીતે ગાંધીજીનાં અસ્થિ પણ ઠેરઠેર લઈ જઈને જળાશયોમાં પધરાવી દેવામાં આવ્યાં. ફલતઃ મહાત્માજી પોતાના શરીરના અવયવો દ્વારા ભારત સાથે એકરૂપ થઈ ગયા. અલ્હાબાદ–પ્રયાગના ત્રિવેણીસંગમમાં અસ્થિનો મુખ્ય ભાગ પધરાવવામાં આવ્યો. હિમાલયને પેલે પાર માન-

સરોવરમાં પણ થોડો ભાગ પધરાવવામાં આવ્યો. થોડો ભાગ ગોવામાં સુરગાંવની પાસે સમુદ્રમાં પધરાવ્યો. થોડો ભાગ કેટલાક લોકો પૂર્વ આફ્રિકા લઈ ગયા અને ત્યાં જીંજા પાસે નીલ નદીમાં પધરાવ્યો. આપણાં મનમાં જે ભક્તિ ભગવાન બુદ્ધ માટે છે એ જ ગાંધીજી પ્રત્યે પણ છે.

મેં એ દિવસોમાં એક પૌરાણિક ઉદાહરણ તાજું કર્યું હતું. દક્ષ પ્રજાપતિની કન્યા સતીએ દક્ષના યજ્ઞમાં કૂદીને પ્રાણત્યાગ કર્યા, અને શિવજી ક્રોધ અને દુઃખના આવેશમાં ઉન્મત્ત થઈને સતીનું શબ ખભે રાખીને પૃથ્વી પર નાચવા લાગ્યા, ત્યારે દેવોએ ગભરાઈને વિષ્ણુની પ્રાર્થના કરી. વિષ્ણુએ શિવજીની પાછળપાછળ જઈને સુદર્શન ચક્ર ફેંકવું શરૂ કર્યું, અને સતીના એકેએક અવયવને તોડવા માંડયું. એક હાથ પડી ગયો કલકત્તા પાસે. જીભ પડી પંજાબમાં જ્વાલામુખી પાસે. થોડો ભાગ પડયો કામરૂપ દેશમાં ગૌહત્તી પાસે કામાખ્યા પર્વત ઉપર. માથું કદાચ પડયું કાશ્મીરમાં. આ રીતે સતી ભારતભૂમિ સાથે એકરૂપ થઈ ગયાં.

જ્વાહરલાલજીની ભારતભક્તિ કોઈથી પણ ઓછી નહોતી. રૂઢિધર્મ માટે એમને જરાય સહાનુભૂતિ નહોતી છતાં એમનો કવિ આત્મા ભારતનાં સઘળાં સ્થાનો પ્રત્યે ભક્તિનો અનુભવ કરતો હતો. એમનું પિંડ હતું કાશ્મીરી. ગંગાતીરે એમનો જન્મ થયો. ભારતની પ્રાચીનતમ અદ્યતન રાજધાનીમાં યમુનાતટે એમનો દેહાંત થયો. આશ્ચર્ય નથી કે એમણે ઇચ્છયું કે એમના શરીરની માટી ભારતની માટી સાથે ભેળવી દેવામાં આવે.

મનુષ્યશરીરના અંતિમ અવશેષોને તીર્થજળમાં છોડી દેવાં કે માટીમાં ભેળવી દેવાં ઉત્તમ ? આ સવાલ મનમાં ઊઠયા વિના રહેતો નથી.

માતા કસ્તુરબાનો દેહાંત પૂના પાસે આગાખાન મહેલમાં કેદી અવસ્થામાં થયો ત્યારે એમના શરીરની રક્ષા જળાશયોમાં અર્પણ કરવામાં આવી. એમના સુપુત્ર દેવદાસે સવાલ ઉઠાવ્યો કે શરીરના અવશેષો તીર્થોમાં પધરાવવાનો રિવાજ કેટલો વાજબી છે? તીર્થજળ એવાં ને એવાં શુદ્ધ જ રાખવાં જોઈએ કારણકે લોકો એમાં સ્નાન કરે છે. એવા જળમાં શરીરની ભસ્મ પધરાવવી એમાં ઔચિત્યભંગ કરવા જેવું છે.

અને અસ્થિ તેમ જ ભસ્મ માટીમાં મેળવી દઈએ તો? તો ત્યાં પણ એ જ સવાલ ઉપસ્થિત થવાનો કે જે માટીમાંથી આપણે અનાજ, ફળ અથવા શાકભાજી પામીએ છીએ એ માટીમાં શરીરની ભસ્મ મેળવી દેવી, એ પણ કેટલું વાજબી છે?

હું માનું છું કે જ્યાં મૃત શરીરનો અગ્નિસંસ્કાર કર્યો તે સ્થાન પર પીપળા કે વડનું ઝાડ વાવવાનો રિવાજ સારો છે. વૃક્ષ મોટું થતાં જે શીતળ છાયા દે છે, ત્યાં આરામ કરવો, ધ્યાન ધરવું, અથવા ધર્મચર્યા આદિ સાંસ્કૃતિક પ્રવૃત્તિ કરવી, સઘળી રીતે ઉચિત અને ઉપપન્ન છે.

એક જ વૃક્ષ ન વાવવું હોય તો પંચવટીની જૂની કલ્પના કામ આવે એવી છે. એમાંના દરેક વૃક્ષને ફેલાવા માટે પૂરતી જગ્યા મળી જાય તેનો હિસાબ રાખીને જો પાંચ વૃક્ષ વાવવામાં આવે તો તે સ્થાન શ્રદ્ધા, આદર અને પ્રેમ વ્યક્ત કરવા માટે બધી રીતે આદરણીય અને આકર્ષક થશે. વડ, પીપળો, બિલ્વ, [આસોપાલવ અને આમલી—આ પાંચ વૃક્ષોનો સમૂહ એટલે પંચવટી. ધ્યાન, મનન, ચિંતન આદિ સાધના માટે પંચવટીનું સ્થાન હંમેશાં હિતકર માનવામાં આવ્યું છે. કાવ્યમય તો એ હોય છે જ.

જ્યાં મૃતદેહ દફનાવવામાં આવે અથવા અગ્નિસંસ્કાર કરવામાં આવે, ત્યાં મોટે ભાગે તો પીપળો જ વાવવામાં આવે છે. એ વૃક્ષ માવજત ઓછી માગે છે, હજારો વરસ જીવે છે. એનાં લીલાં લીલાં પાન ચીકણાં હોય છે, હવામાં નાચે છે. પીપળો તો ભગવાનની વિભૂતિ જ છે—अश्वत्थः सर्ववृक्षाणाम्। એને કોઈ મકાન નજીક વાવવામાં આવતો નથી, એટલા માટે કે મકાન ગમે તેટલું મોટું અને મજબૂત કેમ ન હોય, પીપળાનાં મૂળિયાં જમીનમાં પેસીને એક એક પથ્થરને ઘેરી લે છે, સ્થાનભ્રષ્ટ કરી દે છે અને આખરે મકાનને પાડી પણ નાખે છે. મનુષ્ય વસતિ અને જંગલનાં ઝાડ એ બંને વચ્ચે જ્યારે સંઘર્ષ જામે છે ત્યારે વિજય તો અરણ્ય સંસ્કૃતિનો જ થાય છે. એટલે જ પીપળા માટે સ્મશાન પસંદ કરવામાં આવે છે.

આજકાલ મનુષ્યના મૃતદેહનો નાશ કરતાં પહેલાં તેનો ઉપયોગ કરવાનું પણ વિચારવામાં આવ્યું છે.

વૈજ્ઞાનિક લોકો અને દાક્તરો મનુષ્યશરીરની રચના સમજવા શબને ચીરી-કાપીને બધા જ અવયવોનું અધ્યયન કરે છે. એવા પ્રયોગો માટે બિનવારસ મૃતદેહો મેડિકલ કોલેજોને આપવામાં આવે છે. થોડા સારા-સારા લોકો પોતાનું વસિયતનામું બનાવીને પોતાનું શરીર વૈદ્યકીય વિદ્યાર્થીઓના અધ્યયન અને પ્રયોગ માટે અર્પણ કરી દે છે. કામ પૂરું થયા પછી શરીરના બધા ટુકડા કાં તો દફનાવતાં હશે કાં તો સળગાવતાં હશે અથવા તો સ્પિરિટ ભરેલી શીશીઓમાં રાખી મૂકતાં હશે. મોટામોટા રાષ્ટ્રપુરુષોનાં અથવા પ્રતિભાવાન કવિઓનાં મસ્તિષ્કની ખૂબીઓ સમજવાની ઇચ્છા કોને નથી હોતી?

સૃષ્ટિનો વિકાસ—ખાસ કરીને પ્રાણીસૃષ્ટિનો વિકાસ—કઈ રીતે થતો ગયો, તેનું અધ્યયન કરનારા વિજ્ઞાનવેત્તા હજારો વરસ જૂનાં

પ્રાણીઓનાં હાડકાં શોધીને તેનો સંગ્રહ કરે છે. તેમને માટે પણ મનુષ્ય પોતાનું શરીર અર્પણ કરી શકે છે.

મનુષ્યના શરીરમાં કેવળ સ્થૂળ દેહનો જ અંતર્ભાવ નથી હોતો. સ્થૂળ શરીર છે, શ્વાસ છે, મન છે, વાસનાઓ છે અને પરંપરાગત સંસ્કાર છે. આ બધું મળીને શરીર બને છે. સ્થૂળ શરીર, શબ ઉપરાંત બાકી જે કંઈ પણ છે તેનો વિચાર, સાચો યા ખોટો, પણ મનુષ્યજાતિએ કર્યો જ છે. મૃત્યુ પછી સૂક્ષ્મ શરીરનું શું શું થાય છે, શું કરવું જોઈએ આદિ સવાલો પણ મનુષ્યનાં વિશ્લેષણ અને શોધનો વિષય છે. આ ક્ષેત્ર જ જુદું છે. એનું પણ ચિંતન કરવું જોઈએ.

૧ જુલાઈ, ૧૯૬૪.

## ૧૭

# મૃતાત્માની શાન્તિ

કોઈ વ્યક્તિના મૃત્યુના સમાચાર વર્તમાનપત્રો આપે છે અથવા તે વિષે શોક ઠરાવ કરવામાં આવે છે ત્યારે અંતે આવે છે કે: "ઈશ્વર મૃત વ્યક્તિના આત્માને શાન્તિ બક્ષો." ક્યારેક ક્યારેક લખે છે: "ઈશ્વર મૃતાત્માને શાન્તિ આપો."

જે લોકોએ શેક્સપિયરનું 'હેમ્લેટ' વાંચ્યું કે જોયું હોય તેઓ સારી પેઠે જાણે છે કે પશ્ચિમના લોકોની માન્યતા છે કે મૃત વ્યક્તિ પોતપોતાની કબર નીચે દિવસભર ઊંઘે છે. રાત પડતાં જ એમનાં ભૂત કબરની બહાર આવીને અહીંતહીં ઘૂમે છે. સવાર થતાં જ, કૂકડે-કૂક સાંભળતાં જ, એમને દોડતાંકને પોતાની કબરમાં પાછું ચાલ્યું જવું પડતું હોય છે. કયામતના દિવસ સુધી મૃત વ્યક્તિ આવી રીતે બેચેન રહે છે. આપણે એમની શાન્તિ માટે પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ ત્યારે મૃત વ્યક્તિને લાભ મળે છે. સ્વાભાવિક છે કે ત્યાંના લોકો મૃત વ્યક્તિના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરે અને એને અનુરૂપ પ્રસ્તાવ પણ કરે. પરંતુ એમના રિવાજનું વગર વિચાર્યે આંધળું અનુકરણ આપણે પણ શા સારુ કરીએ?

પહેલી આપત્તિ તો આપણને 'મૃતાત્મા' શબ્દ માટે છે. જે લોકો આત્માને અમર માને છે, તેઓ 'મૃતાત્મા'ની વાત જ કેવી રીતે કરી

શકે છે? 'મૃત વ્યક્તિનો આત્મા' એટલે 'મૃતાત્મા' એવો અર્થ કરીને 'મૃતાત્મા' જેવા સામાજિક શબ્દનો બચાવ કરી શકાય છે, પરંતુ 'મૃતાત્મા' શબ્દ કાનને સારો નથી લાગતો. મૃત વ્યક્તિના શરીરને 'પ્રેત' કહે છે. મૂળ અર્થની દૃષ્ટિએ આ પણ ખોટું છે. પ્રેતનો અર્થ છે શરીર છોડી ગયેલો જીવ. પરંતુ 'શબ' માટે 'પ્રેત' શબ્દ તો જાણે રૂઢ થઈ ગયો છે.

આપણે માનીએ છીએ કે મનુષ્યના મર્યા પછી તેનો જીવ અને તેના સંસ્કાર-સમૂહ શરીર છોડીને ચાલ્યા જાય છે અને પોતાને માટે બીજું, ઉચિત શરીર શોધી કાઢે છે તેમ જ એ નવા શરીર દ્વારા કર્મ કરે છે અને ભોગ ભોગવે છે. 'स्वकर्म फल निर्दिष्ट' જે પણ નવી યોનિ મનુષ્યને મળે છે, તેમાં તે નવી જીવનયાત્રા શરૂ કરે છે. કબ્રસ્તાનમાં સૂતા રહેવાનો અવકાશ તો એની પાસે હોતો નથી. મનુષ્યનો જીવ સુખદુઃખથી વ્યાપ્ત થઈ શકે છે, આત્મા માટે તો હંમેશાં સ્વાસ્થ્ય જ સ્વાસ્થ્ય છે. તે ક્યારેય પણ અસ્વસ્થ નથી હોતો. એટલા માટે તેની પ્રીતિ અર્થે શાન્તિની આર્થના અનાવશ્યક છે.

લોકવ્યવહારમાં આ બધી પરલોકની વાતો આપણે શા સારુ લાવીએ? દરેક વ્યક્તિ પોતાની માન્યતા અનુસાર જે કાંઈ પણ વિચારે છે, છો વિચારે. પરંતુ સામાજિક રિવાજોમાં તો એવી વાતો ન જ છે, જે સર્વમાન્ય ન હોય.

સાચી વાત એ છે કે મૃત વ્યક્તિનો જીવ પોતાનાં કર્મ અનુસાર કઈ યોનિમાં જાય છે, તે વાત પણ આપણે વિચારવાની નથી. મનુષ્યના મૃત્યુ પછી તેના શરીરનું અને જીવનું શું થાય છે, એ આપણી કલ્પનાનો મુખ્ય વિષય નથી. મનુષ્યના મૃત્યુ પછી એનાં સારાંમાઠાં કાર્યો અનુસાર તેનું વ્યક્તિત્વ આપણી સ્મૃતિમાં દીર્ઘકાળ સુધી રહી

શકે છે. સ્મૃતિશેષ આ વ્યકિતત્વ પ્રત્યે આપણી શ્રદ્ધા વ્યકત કરવી એ જ 'પ્રેત'ના વ્યકિતત્વનું શ્રાદ્ધ છે.

અગાઉ કહ્યું તેમ, મૃત્યુ પછી જીવને જે દશા પ્રાપ્ત થાય છે, તે દશા કે સ્થિતિને 'સાંપરાય' કહે છે. 'સાંપરાય'ને સમજવાની કોશિશ પ્રાચીન કાળમાં અનેકે કરી છે. એ વાતને આપણા લોકવ્યવહારમાં લાવવાની જરૂર નથી. સામાજિક વ્યકિત પોતાના મૃત્યુ પછી પોતાની સેવા અનુસાર લોકસ્મૃતિમાં દીર્ઘકાળ સુધી જીવિત રહે, એ ઉદ્દેશથી એના મરણોત્તર જીવનને આપણે સ્મૃતિજળથી સીંચીએ, એ જ આપણું કર્તવ્ય છે. મૃત વ્યકિતને એવી શ્રદ્ધાંજલિની જાણ થતી હોય તો જરૂર તેને તૃપ્તિ મળતી હશે. એટલા માટે, શ્રદ્ધાંજલિની અર્પણક્રિયાને 'તર્પણ' કહે છે. 'શ્રાદ્ધ' અને 'તર્પણ' નથી તો આત્માનું હોતું, ન તો જીવનું. તે તો આપણી સ્મૃતિમાં મરણોત્તર પણ ચાલુ રહેનારા વ્યકિતત્વનું જ માત્ર હોય છે.

એટલા માટે મૃત્યુના સમાચાર પ્રકાશિત કરતી વખતે આપણે જરૂર લખી શકીએ કે મૃત વ્યકિતની સેવા આપણે દીર્ઘકાળ સુધી ન ભૂલીએ, આપણે એમાંથી નિત-નવી પ્રેરણા લઈએ અને આદરયુકત સ્મરણ દ્વારા આપણે મૃત વ્યકિત પ્રત્યે આપણો આદર અને આપણી કૃતજ્ઞતા વ્યકત કરીએ.

આપણે એ પણ કહી શકીએ કે મૃત વ્યકિતના જવાથી સમાજમાં એક ઉત્તમ સેવકની યા તો પ્રેરકની જે ખોટ પડી છે તેને પૂરી પાડવા માટે આપણે પુરુષાર્થ કરતા રહીએ, એ જ આપણું મુખ્ય કર્તવ્ય છે અને એ જ મૃત વ્યકિતનું સાચું તર્પણ છે.

સ્વનામધન્ય ઠક્કરબાપાના મૃત્યુ પછી એમના મૃત્યુ વિશેના શોકઠરાવનો મેં વિરોધ કર્યો હતો. મેં કહ્યું હતું કે એક વ્યકિતએ

પોતાની સઘળી શક્તિ સમાજનાં ઉપેક્ષિતોની સેવામાં ખરચી નાખી અને શરીરમાં જેટલી શારીરિક, માનસિક કે હાર્દિક શક્તિ હતી, તે બધી જ સેવામાં અર્પણ કરી દીધી. વૃદ્ધાવસ્થાને કારણે શરીર જરા પણ સેવા કરવા માટે અસમર્થ બની ગયું, ત્યારે એમને આરામ લેવો પડ્યો અને ઈશ્વરે કરુણા કરીને એમના શરીરને મુક્ત કર્યું. એવી ઘટનામાં શોક માટે અવકાશ જ કયાં છે? કઈ વાતનો આપણે શોક કરીએ? આપણે એમાંથી પ્રેરણા લઈએ, એમના પ્રત્યે કૃતજ્ઞતા અને આદર વ્યક્ત કરીએ તેમ જ ભગવાનને પ્રાર્થના કરીએ કે એવા જીવનદાનીની પરંપરા અબાધિત રહે, વધતી રહે અને એમનું અનુકરણ કરવાનું બળ આપણને સૌને મળે.

મૃત્યુનો પ્રસંગ ગંભીર હોય છે. તે સમયે આપણાં મન અને હૃદયની જાગૃતિ વિશેષ હોવી જોઈએ. બન્નેને બહેરાંબોડ કરી મૂકીને એક રૂઢ રિવાજનું વગર વિચાર્યે પાલન કરતા રહીશું તો તેમાં મનુષ્યહૃદયની અને મનુષ્યબુદ્ધિની શોભા નથી. આપણે જે કાંઈ કરીએ, વિચારપૂર્વક અને વિવેકપૂર્વક કરીએ. મૃત્યુ પણ મનુષ્યજાતિ માટે ઈશ્વરની એક અદ્ભુત દેણગી છે. તેનો આપણે પૂરેપૂરો લાભ ઉઠાવવો જોઈએ. હૃદયજાગૃતિ વિના એ અસંભવિત છે. ઈશ્વર આપણને સદાસર્વદા હૃદયજાગૃતિ બક્ષો.

મે, ૧૯૫૬

૧૮

## લોકપ્રાપ્તિ

पुत्रम् अनुशिष्टम् लोक्यम् आहुः

પુત્ર શબ્દની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકારો કહે છે: ... त्रायते इति पुत्रः'. જે ગૃહસ્થાશ્રમીને બાળકો નથી, ... નરકમાં જઈ પડે છે, તેને સારા લોકની પ્રાપ્તિ ... પૂર્વજોની માન્યતા હતી કે સંતાન-ઉત્પત્તિ વિના ... ઉપનિષત્કાલીન ઋષિ પણ કહેતા હતા: ... પ્રજાતંતુ એટલે સંતાન-પરંપરા, તેને તોડવી ...

જે લોકો આમરણ બ્રહ્મચર્યનું પાલન કરી ... વિશ્વાત્મૈક્ય સુધી પહોંચતા હતા, એમને માટે ... નહોતી. પરંતુ જે લોકો આ રીતે બ્રહ્મપ્રાપ્તિ ... શકતા નહોતા અથવા ચાહતા નહોતા, ... કેવળ અમર્યાદ ભોગવિલાસનું જીવન ચલાવવ... અને એકલાઅટૂલા રહીને સ્વાર્થમય જીવન ... માન્ય નથી. સ્ત્રીપુરુષે પરસ્પર સહવાસનું સુ... સામાજિક જવાબદારી પિછાણી લઈને સં... કુળપરંપરા ચાલુ રાખવી એ મનુષ્યનું પરમ

પરંતુ કેવળ સંતાનોત્પત્તિ પશુનો ધર્મ થયો. શ્રુતિ કહે છે કે પુત્ર પેદા કરવાથી જ ઉત્તમ લોકની પ્રાપ્તિ નથી થતી. જ્યારે પિતા પોતાના પુત્રને સઘળી રીતનું જીવનોપયોગી જ્ઞાન દે છે, તેને સંસ્કાર-સંપન્ન અને કર્મકુશળ બનાવે છે, ત્યારે એવા પુત્રને લીધે પિતાને સારા લોકની પ્રાપ્તિ થાય છે, પિતાનો ઉદ્ધાર થાય છે.

સ્વર્ગ—નરક, સારા લોક—ખરાબ લોક, આ બધું છે શું? મનુષ્ય મર્યા પછી, આ વિશ્વમાં, જે સારી કે માઠી સ્થિતિ પ્રાપ્ત કરે છે તે છે એનો લોક. દરેક મનુષ્ય, પોતાના મૃત્યુ બાદ પોતાના સમાજમાં, લોકોની સ્મૃતિમાં, સ્મરણરૂપે કે પ્રેરણારૂપે રહે છે, તે જ છે એનો લોક. તેનું જીવનભરનું કાર્ય માઠું કે સદોષ હોય તો તેને સારો લોક નથી મળવાનો. આવા મનુષ્યને નરકવાસી કહેવાય છે. કોઈ માણસ પરોપકાર કરે છે, સમાજમાં સારા સંસ્કાર ફેલાવીને દઢ કરે છે, તેવો માણસ ઉત્તમ લોકમાં પહોંચે છે.

જે રીતે આપણે આપણાં ભલાંબૂરાં કર્મો અનુસાર સ્વર્ગલોક કે નરકલોક પામીએ છીએ, તે જ રીતે આપણા પુત્રને આપણે જેવું શિક્ષણ આપીએ છીએ, તેવા જ લોકની આપણને પ્રાપ્તિ થાય છે. પુત્રને આપણે સમાજમાં આપણા પ્રતિનિધિ રૂપે છોડીને ચાલ્યા જઈએ છીએ, એટલા માટે સંતાનપ્રાપ્તિ સાથે માણસે જોવું જોઈએ કે તે તેને શુભ સંસ્કાર આપે, સંકલ્પ—સામર્થ્ય આપે, ચારિત્ર્ય—તેજ દે, ત્યારે લોકો કહે છે કે આ માણસે પોતાની પાછળ પોતાનાં સંતાનો દ્વારા સમાજમાં સુવાસ ફેલાવી છે, તેની સંતાનપરંપરા સમાજ માટે આશીર્વાદરૂપ છે. આ જ છે મનુષ્યનો સ્વર્ગલોક.

पुत्रम् अनुशिष्टम् लोक्यम् आहुः—આ ઋષિ—વચનનો અર્થ હવે સ્પષ્ટ થઈ જાય છે. મનુષ્ય પોતાના મૃત્યુ પછી પોતાના પુત્ર, પોતાના

१८

# લોકપ્રાપ્તિ

पुत्रम् अनुशिष्टम् लोकयम् आहुः

પુત્ર શબ્દની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકારો કહે છે: 'पुन्नाम् नरकात् त्रायते इति पुत्रः'. જે ગૃહસ્થાશ્રમીને બાળકો નથી, તે 'પુંન્' નામના નરકમાં જઈ પડે છે, તેને સારા લોકની પ્રાપ્તિ નથી થતી. આપણાં પૂર્વજોની માન્યતા હતી કે સંતાન-ઉત્પત્તિ વિના મનુષ્યનો ઉદ્ધાર નથી. ઉપનિષત્કાલીન ઋષિ પણ કહેતા હતા: 'प्रजातन्तुम् मा व्यवच्छेत्सीः'. પ્રજાતંતુ એટલે સંતાન-પરંપરા, તેને તોડવી જોઈએ નહિ.

જે લોકો આમરણ બ્રહ્મચર્યનું પાલન કરીને અધ્યાત્મજ્ઞાન દ્વારા વિશ્વાત્મૈક્ય સુધી પહોંચતા હતા, એમને માટે વિવાહની આવશ્યકતા નહોતી. પરંતુ જે લોકો આ રીતે બ્રહ્મપ્રાપ્તિનો સીધો રસ્તો લઈ શકતા નહોતા અથવા ચાહતા નહોતા, એમને માટે આદેશ હતો કે કેવળ અમર્યાદ ભોગવિલાસનું જીવન ચલાવવાના હેતુસર વિવાહથી ડરવું અને એકલાઅટૂલા રહીને સ્વાર્થમય જીવન વ્યતીત કરવું એ ધર્મને માન્ય નથી. સ્ત્રીપુરુષે પરસ્પર સહવાસનું સુખ લેવું હોય તો પોતાની સામાજિક જવાબદારી પિછાણી લઈને સંતાનને જન્મ આપવો અને કુળપરંપરા ચાલુ રાખવી એ મનુષ્યનું પરમ કર્તવ્ય છે.

પરંતુ કેવળ સંતાનોત્પત્તિ પશુનો ધર્મ થયો. શ્રુતિ કહે છે કે પુત્ર પેદા કરવાથી જ ઉત્તમ લોકની પ્રાપ્તિ નથી થતી. જ્યારે પિતા પોતાના પુત્રને સઘળી રીતનું જીવનોપયોગી જ્ઞાન દે છે, તેને સંસ્કાર-સંપન્ન અને કર્મકુશળ બનાવે છે, ત્યારે એવા પુત્રને લીધે પિતાને સારા લોકની પ્રાપ્તિ થાય છે, પિતાનો ઉદ્ધાર થાય છે.

સ્વર્ગ—નરક, સારા લોક—ખરાબ લોક, આ બધું છે શું? મનુષ્ય મર્યા પછી, આ વિશ્વમાં, જે સારી કે માઠી સ્થિતિ પ્રાપ્ત કરે છે તે છે એનો લોક. દરેક મનુષ્ય, પોતાના મૃત્યુ બાદ પોતાના સમાજમાં, લોકોની સ્મૃતિમાં, સંસ્મરણરૂપે કે પ્રેરણારૂપે રહે છે, તે જ છે એનો લોક. તેનું જીવનભરનું કાર્ય માઠું કે સદોષ હોય તો તેને સારો લોક નથી મળવાનો. આવા મનુષ્યને નરકવાસી કહેવાય છે. કોઈ માણસ પરોપકાર કરે છે, સમાજમાં સારા સંસ્કાર ફેલાવીને દૃઢ કરે છે, તેવો માણસ ઉત્તમ લોકમાં પહોંચે છે.

જે રીતે આપણે આપણાં ભલાંબૂરાં કર્મો અનુસાર સ્વર્ગલોક કે નરકલોક પામીએ છીએ, તે જ રીતે આપણા પુત્રને આપણે જેવું શિક્ષણ આપીએ છીએ, તેવા જ લોકની આપણને પ્રાપ્તિ થાય છે. પુત્રને આપણે સમાજમાં આપણા પ્રતિનિધિ રૂપે છોડીને ચાલ્યા જઈએ છીએ, એટલા માટે સંતાનપ્રાપ્તિ સાથે માણસે જોવું જોઈએ કે તે તેને શુભ સંસ્કાર આપે, સંકલ્પ—સામર્થ્ય આપે, ચારિત્ર્ય—તેજ દે, ત્યારે લોકો કહે છે કે આ માણસે પોતાની પાછળ પોતાનાં સંતાનો દ્વારા સમાજમાં સુવાસ ફેલાવી છે, તેની સંતાનપરંપરા સમાજ માટે આશીર્વાદરૂપ છે. આ જ છે મનુષ્યનો સ્વર્ગલોક.

पुत्रम् अनुशिष्टम् लोक्यम् आहुः—આ ઋષિ-વચનનો અર્થ હવે સ્પષ્ટ થઈ જાય છે. મનુષ્ય પોતાના મૃત્યુ પછી પોતાના પુત્ર, પોતાના

શિષ્ય, પોતાના સહપાઠી, પોતાના ધર્મબંધુ, વ્યવસાયબંધુ, સહયોગી, સમાજસેવક આદિ વિશાળ પરિવારના રૂપમાં જીવતો રહે છે. જેટલા લોકો તેને જાણે છે, યાદ કરે છે, એમના દ્વારા તે જીવિત રહે છે. આ જે મરણોત્તર સમાજગત જીવન છે, તેને જ સંસ્કૃતમાં 'સાંપરાય' કહે છે. એવા 'સાંપરાય' નું વાયુમંડળ શુભસંસ્કારી હોય તો આપણે માનીએ અને કહીએ પણ છીએ કે મરનારને ઉત્તમ લોકની પ્રાપ્તિ થઈ ગઈ. એથી ઊલટું, જો 'સાંપરાય' નું વાયુમંડળ હીન રહ્યું તો પ્રેત વ્યક્તિને હીનલોક મળ્યો. પુત્રોનું જેવું અનુશાસન થશે, તેવો લોક પિતાને મળશે. આથી પોતાના મરણોત્તર કલ્યાણની ઇચ્છા રાખનારાએ પોતાના ઔરસ અને સાંસ્કૃતિક પુત્રોને ઉત્તમોત્તમ શિક્ષણ અને અનુશાસન આપવાં જોઈએ.

એપ્રિલ, ૧૯૫૮

## ૧૯

# પુનર્જન્મની ઉપયોગિતા

પુનર્જન્મ ઉપરનો આપણા દેશના લોકોનો વિશ્વાસ એટલો તો ગંભીર છે કે તે વિશે કોઈના મનમાં સંદેહ હોય એ અસંભવ જેવું લાગે છે. પુનર્જન્મ છે એ સિદ્ધ કરવું સહેલું નથી. મનુષ્યને મૃત્યુનું નિત્ય દર્શન થતું રહે છે. જે પેદા થાય છે, એ સૌ મરે જ છે. એમાં કોઈ અપવાદ નથી, એ અનુભવની વાત છે. તોપણ જીવનસાતત્ય પર મનુષ્યની જે શ્રદ્ધા છે, એમાં કોઈ ઘોબો પડયો નથી.

જીવનસાતત્ય પર મનુષ્યની શ્રદ્ધા છે તે પરથી તેને પુનર્જન્મ પર વિશ્વાસ રાખવાની ઇચ્છા થાય છે. તેને લાગે છે કે પુનર્જન્મ હોવો જ જોઈએ. આ ખ્યાલ જોઈને આપણે ચાલીશું, તોપણ આપણને એક પ્રકારની અમરતા મળી શકવાની. પુનર્જન્મની કલ્પનાના આધાર પર જ આપણે કાર્યકારણ ભાવ અને કર્મનો સિદ્ધાંત સિદ્ધ કરી શકીએ છીએ. આ પણ એક સુવિધા છે જ. અને પુનર્જન્મ પર એક વાર વિશ્વાસ બેસી ગયા પછી તેને લાગવાનું કે હવે બીજું કાંઈ થઈ જ શકવાનું નથી. સત્યની એક વ્યાખ્યા એ છે કે તેની વિરુદ્ધ કોઈ વાત ગળે ઊતરતી જ નથી. (Inconceivability of the opposite.)

એટલું તો જાણે સાચું કે પુનર્જન્મની કલ્પના સ્વીકારીને ચાલવાથી જીવન સંબંધી કેટલીયે ચીજો માફક થઈ જાય છે, એવી માફક સ્થિતિ બીજી કોઈ કલ્પના વડે ન થઈ શકે. ટૂંકમાં કહીએ તો પુનર્જન્મની કલ્પના આપણી મનોરચના માટે બધી રીતે અનુકૂળ છે. એટલા માટે એને સ્વીકારવામાં આપણને કશી મુશ્કેલી નથી જણાતી.

મારા આ કથનથી કોઈ એમ ન માની બેસે કે હું પુનર્જન્મ નથી એમ સિદ્ધ કરવા ઇચ્છું છું. પુનર્જન્મ પર વિશ્વાસ રાખવાની આદત મને પણ છે. પુનર્જન્મમાં માનીને જ હું ચાલું છું. પુનર્જન્મ હોઈ શકે છે એટલું તો મારું મન હંમેશાં સ્વીકારતું આવ્યું છે. પુનર્જન્મની કલ્પના તર્કની વિરોધી નથી, ઊલટું, કેટલીયે રીતે અનુકૂળ છે. હું એ વાતનો સ્વીકાર કરું છું. એટલા માટે પુનર્જન્મ છે કે નહિ, એમાંથી એકેય વાત આજે હું સિદ્ધ કરવા માગતો નથી. પુનર્જન્મ હોઈ શકે છે એમ માનીને જ હું ચાલવા માગું છું. આજે મારે માત્ર એટલું જ દર્શાવવું છે કે પુનર્જન્મમાં માનવાથી આપણાં જીવન પર કેવી કેવી અસર થાય છે.

આત્મા છે અને તે અમર છે, એ માન્યતા મુખ્ય છે. આત્મા છે, અને શરીરના મરણ છતાં તેનું મૃત્યુ નથી થતું, એટલું સ્વીકારી લેવામાં આવે તો પુનર્જન્મમાં પણ આપણે આવી જઈએ છીએ. આત્મા શરીર ધારણ કરે છે ત્યારે જીવાત્મા બને છે અથવા એમ કહીએ કે આત્મા જીવદશામાં આવે છે ત્યારે તેને દેહ ધારણ કરવો પડે છે. દેહધારી માટે મૃત્યુ છે જ પરંતુ આ મૃત્યુ માત્ર શરીરનું જ છે; શરીર સાથેની ઉત્કટ સ્મૃતિનું પણ છે. પરંતુ જીવનનું મૃત્યુ નથી થતું. એટલું સ્વીકાર્યા બાદ, અને જીવનમાં જે જ્ઞાન, અનુભવ અને સંસ્કાર આપણે પ્રાપ્ત કરીએ છીએ એ નષ્ટ થતાં નથી, એ શ્રદ્ધાને વશ થયાં પછી આપણે પુનર્જન્મનો સ્વીકાર કરવો જ પડે છે.

પુનર્જન્મમાં વિશ્વાસ રાખવાથી એ વાતો સહેલી થઈ જાય છે. સંસારમાં જ્યાં ત્યાં અન્યાય થયા જ કરે છે, તેથી આપણું મન અકળાઈ ઊઠે છે. આપણને ક્યારેક તો ન્યાય જરૂર મળશે, એ વિશ્વાસ માટે કોઈ આધાર નથી. આ હાલતમાં પુનર્જન્મની કલ્પના આપણને ખૂબ મદદગાર સિદ્ધ થઈ છે. આ જન્મમાં જે ન મળ્યું તે પછીના જન્મમાં જરૂર મળશે, મનને આટલું મનાવવામાં ખાસ મુશ્કેલી નડતી નથી.

મૃત્યુનો મુકાબલો કરતી વખતે પણ પુનર્જન્મની કલ્પના આપણને ખૂબ મદદગાર થાય છે. બીજી દૃષ્ટિએ જોઈએ તો પુનર્જન્મની કલ્પના આપણને બિલકુલ હાનકારક નથી. એટલા માટે લોકો પુનર્જન્મને સહેલાઈથી અને આતુરતાથી સ્વીકારી લે છે.

પુનર્જન્મની કલ્પના આપણને કયાં અને કેમ હાનિકારક થઈ પડે છે, તે હવે આપણે જોઈએ. એકાદ દાખલો આપવાથી કદાચ એ સમજાઈ જશે.

પ્રાથમિક શાળાના શિક્ષકોને સોટીનો પ્રયોગ કરવાની આદત હોય છે. બાળકોનું જીવન સનાતન કાળથી જે રીતે ચાલતું આવ્યું છે તેનો ખ્યાલ ન હોવાથી શિક્ષક પોતાની સંસ્કારી અથવા અસંસ્કારી ઇચ્છા અનુસાર બાળકો માટે એક ચોકઠું–ઢાંચો બનાવવાની કોશિશ કરે છે. બાળકો એ ઢાંચામાં બંધબેસતાં નથી ત્યારે શિક્ષક છેડાઈ પડે છે. તેને લાગે છે કે નિશાળમાં તેનું રાજ તૂટી પડયું. તેથી તેને ગુસ્સો ચડે છે. ગુસ્સો સ્વભાવે જ હિંસક છે. તેથી તેને બાળકોને માર મારવાની ઇચ્છા થાય છે. બાળકોને માર મારીને તે તૃપ્ત થાય છે, ત્યારે તે શાન્ત પડે છે. એનો અર્થ એ થયો કે તે માર મારે છે—બાળકોના હિત માટે નહિ, બલકે પોતાના ગુસ્સાના વેગને શાન્ત પાડવા માટે. શિક્ષકના મારથી

બાળકો ડરે છે, અને શિક્ષકની ઇચ્છા અનુસાર ચાલવા તૈયાર થાય છે. શિક્ષક જુએ છે કે માર મારવાનો ઇલાજ સફળ છે. એક ઇલાજ હાથ ચડી ગયો પછી તે શા માટે બીજો ઇલાજ શોધવા કે અજમાવવા જાય? વર્ગમાં શીખવતી વખતે બાળકોનું ધ્યાન એકાગ્ર ન થયું તો તે પોતાનું અધ્યાપન અધિક આકર્ષક કરવાને બદલે બાળકોને કહે છેઃ 'હું જે કાંઈ કહું છું, તેમાં રસપૂર્વક ધ્યાન આપજો. નહિતર જોઈ છે ને આ સોટી? તરત જ બાળકો ધ્યાન એકાગ્ર કરે છે. પરંતુ તેઓ પાઠમાં કાંઈ પોતાનું ધ્યાન એકાગ્ર કરતા નથી, પેલી સોટીમાં કરે છે. વિષય સાથે તો બિચારાંઓને કશી જ લેવાદેવા નથી હોતી! એમની દૃષ્ટિએ સોટી અધિક સત્ય છે. તેથી તેઓ તે વિશે જ વધારે વિચારે છે. પરિણામ એ આવે છે કે બાળકોની વિચારશક્તિ અને ગ્રહણશક્તિ કુંઠિત થઈ જાય છે. હવે સોટીમાંથી બચવાનો કોઈ ઇલાજ શોધવો જોઈએ. ગ્રહણશક્તિ કુંઠિત થઈ જવાને કારણે તે મદદ નથી કરી શકતી. તેથી સોટી જેવો જ કોઈ યાંત્રિક ઇલાજ શોધવો જોઈએ. એ ઇલાજ છે ગોખણપટ્ટીનો. ચિત્ત ભલેને ગમે ત્યાં રઝળે, મોઢું ચાલી શકે છે અને થોડાક પ્રયત્ન બાદ પ્રશ્નોના જવાબ ઊંઘમાં પણ આપી શકાય છે. સોટી–મારના ભયથી માણસ જવાબ કંઠસ્થ કરી શકે છે, એ તો અનુભવની વાત છે, પણ મારના ડરથી કોઈની બુદ્ધિનો કે નીતિમત્તાનો વિકાસ થયાનું જાણ્યું નથી.

આગળ વધીને બાળકોની આંખો પળભર માટે પણ જો અહીંતહીં ગઈ, તો શિક્ષકની સોટી બાળકની પીઠ પર પડી જ સમજો. સોટીના ઉપયોગની જે શિક્ષકને આદત પડી ગઈ છે, એ ભલો માણસ શાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર શા માટે વાંચે?

પરંતુ અહીં હું જે દાખલો આપવા ઇચ્છું છું તે તો એથી પણ અદ્ભુત છે. ખુદ મેં જાતે જ પૂનાના નૂતન મરાઠી વિદ્યાલયમાં એનો અનુભવ લીધો છે. વ્યાકરણ શીખવાથી શુદ્ધ બોલવાનું અને

શુદ્ધ લખવાનું આવડી જતું હોય છે. એ જ રીતે કયા પ્રયોગ શુદ્ધ છે અને કયા અશુદ્ધ એ પણ વ્યાકરણ શીખવાથી સમજાઈ જાય છે. વ્યાકરણની આ 'વ્યાખ્યા' ગોખતી વખતે કોઈ મુશ્કેલી માલૂમ પડી નહિ. પરંતુ 'સંજ્ઞા' અને 'વિશેષણ' વચ્ચેનો ભેદ સમજ્યા પછી પણ પાઠમાં કયો શબ્દ 'સંજ્ઞા' છે અને કયો 'વિશેષણ', એ ભેદ વિદ્યાર્થી ન બતાવી શકે, ત્યારે તેના વાંસામાં સોટીનો વરસાદ વરસી પડતો. પેશાબ કરવા બહાર જવું હોય તો એ સોટીની 'સ્ટૅમ્પ ફી' ભરીને જ જઈ શકાતું. ઘેરથી બાળકો ફી ન લાવી શકયાં હોય તો ત્રીજી તારીખથી બાળકોને ચડતા ક્રમમાં સોટી ખાવી પડતી હતી. સોટીનો ઇલાજ એટલો તો સહેલો અને ફળદાયી છે કે એ ઇલાજ હાથમાં આવ્યા પછી શિક્ષક પોતાનું મગજ, જીભ કે મહેનત શા માટે ઉપયોગમાં લે ?

આ રીતે કોઈ પણ વસ્તુનો કાર્યકારણભાવ સિદ્ધ કરવા પુનર્જન્મની નિર્વિવાદ દલીલ હાથમાં આવ્યા પછી મનુષ્ય બીજાં કારણો શા માટે શોધવા બેસે ? આ રીતે નસીબ અને પુનર્જન્મ (એમાં પૂર્વજન્મ પણ આવી જાય છે) ની દલીલ હાથમાં આવી ગયા પછી લોકોમાં અસાધારણ બૌદ્ધિક આળસ આવી જાય છે, જે માનસ-શાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર આદિ શાસ્ત્રોની પ્રગતિ અવરોધે છે અને ત્રણેમાં વિકૃતિ પેદા કરે છે. નસીબ અને જન્માંતરની દલીલથી નકામી અને વિકૃત બની ગયેલી બુદ્ધિ ભૌતિક–પદાર્થ–વિજ્ઞાનશાસ્ત્રમાં પણ નકામી થઈ જાય છે અને સારીસારી શોધ કરવાની બધી તકો ગુમાવી બેસે છે.

જન્માંતરની દલીલની જે લોકોને આદત હોય છે, તેઓ ન્યાય, નીતિ અને સદાચારના ક્ષેત્રમાં પણ બિલકુલ નકામાં અને વિકૃત થઈ જાય છે. આનાં સંખ્યાબંધ ઉદાહરણો આપણને પુરાણોમાં મળે છે. સમાજજીવનને વણસાડનારો કોઈ સૌથી વધારે ખરાબ ગુનો હોય તો

તે છે વ્યભિચારનો. એને માટે પણ પાછલા જન્મનો સંબંધ જોડીને તેનો બચાવ કરનારા પુરાણીઓ આપણે ત્યાં પડયા છે!

અપથ્યથી માણસ બીમાર પડે છે, ત્યારે પણ તે પૂર્વજન્મનાં પાપની ઢાલ આગળ ધરે છે. પરીક્ષામાં નિષ્ફળ નીવડે છે ત્યારે પોતાનું ભણતર કાચું હતું, એ વાતનો સ્વીકાર કરવાને બદલે તે અગાઉના, ન જોયેલા, અદૃશ્ય દૈવનું કારણ શોધે છે, એ પણ આ જ વૃત્તિનું ઉદાહરણ છે. આ વૃત્તિ દૃઢ થતાં માણસ વાંચવા-લખવાના પુરુષાર્થને બાજુએ રાખીને પૂર્વજન્મનાં પાપનો પરિહાર કરવા માટે બાર-બાર વરસના જાપ કરવા માંડે છે.

મનુષ્ય પર તથા ગરીબ જનતા પર જે અન્યાય ગુજરતો હોય છે તે જોઈને તેની વહારે ધાવાને બદલે અથવા જરૂર પડયે પુરુષાર્થપૂર્વક પોતાનું બલિદાન દેવાને બદલે લોકો ગરીબોના પૂર્વજન્મને શાપે છે અને જે કાંઈ તેમના પર ગુજરે છે તે ઠીક જ ગુજરી રહ્યું છે એવું માનીને સંતોષ માને છે. અન્યાય, અત્યાચાર, સંકટ એવી કોઈ ચીજ છે જ નહિ, જેને માટે પૂર્વજન્મની વાતને આગળ ધરીને માણસ પોતાની કર્તવ્યબુદ્ધિનું ગળું ન ટૂંપી શકે.

લોભવશ થઈને કોઈ માબાપ પોતાની જુવાન પુત્રીનું કોઈ વૃદ્ધ પુરુષ સાથે લગન કરી નાખે અને લોકો દોષ દે તો તેઓ તરત જ કહેશે કે એના નસીબમાં લખ્યું હશે તો એવા પતિ સાથે પણ તેને પૂરતું સુખ મળી રહેવાનું. અને તે વિધવા થઈ, તોપણ પૂર્વજન્મનાં પાપ અને દૈવ, માબાપની સહાય કરવા હાજર જ હોય છે.

સામાજિક કઠોરતા, અન્યાય અને અત્યાચારને જન્માંતરની કલ્પનાનો એટલો આશ્રય આપવામાં આવે છે કે આપણે જે રીતે સરકાર દ્વારા નશાબંધીનો કાર્યક્રમ આગળ લઈ જવાનું વિચાર્યું છે એ જ રીતે સરકાર મારફતે નિશાળોમાં ધર્મોપદેશમાં જે દૈવ અને

પુનર્જન્મનું શિક્ષણ આપવામાં આવે છે તે પણ બંધ કરી દેવાનું આપણે વિચારવું જોઈએ.

સ્વામી વિવેકાનંદે એક વાર માયાની વ્યાખ્યા કરતાં કહ્યું હતું કે કોઈ ચીજ જેવી છે તેવી શાથી છે, એનું કારણ એ છે કે ઉત્પત્તિ શોધવા છતાં જ્યારે હાથ નથી લાગતી ત્યારે લોકો એ સ્થિતિને 'માયા' કહે છે. આત્મા શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત હોવા છતાં તેમાં મલિનતા, એકાંગિતાનું ભાન કયાંથી આવે છે? આ સવાલનો સીધો જવાબ એક જ હોઈ શકે છે, 'અમને ખબર નથી'—આ જ જવાબ આપણે બીજા શબ્દોમાં કહીએ છીએ કે 'એ માયા છે.' આ રીતે માયા, દૈવ, પૂર્વજન્મ આદિ વાતો એ બાબતનો એકરાર કરે છે કે, આપણી શોધ કરવાની શક્તિ થાકી ગઈ છે, રૂંધાઈ ગઈ છે, અટકી ગઈ છે.

કોઈ પણ વસ્તુનું સ્થૂળ કે સૂક્ષ્મ કારણ શોધતી વખતે આપણે આ જન્મનાં આપણાં ગુણદોષ, સંયોગ, કરતૂત આદિ અગાઉ તપાસી લેવાં જોઈએ. સામાજિક પરિસ્થિતિની અસર કયાં અને કેટલી હોય છે તે પણ શોધી લેવું જોઈએ. આટલું કર્યા પછી કોઈ ઘટનાની ઉત્પત્તિ ન મળે તો માબાપ અથવા વંશપરંપરાગત પ્રાપ્ત થયેલાં સંસ્કારો, સ્વભાવની ખૂબીઓ અને ખામીઓની શોધ કરવી જોઈએ. જે વસ્તુનો કાર્યકારણભાવ આ જન્મમાં મળી શકે એને શોધી કાઢવો જોઈએ. આમ, તમામ દિશાઓની કોશિશ કર્યા પછી કાંઈ બચે તો માણસ કહી શકે કે કદાચ પૂર્વજન્મની કોઈ ઘટનાની અસર અહીં કામ કરતી હોય.

જે પૂર્વજન્મમાં માને છે તેઓ પણ એમ નથી કહેતા કે 'અમે પૂર્વજન્મની વાતો જાણીએ છીએ.' એટલા માટે જ્યારે પૂર્વજન્મને આગળ ધરીએ ત્યારે તેની સાથે 'હશે' શબ્દનો પ્રયોગ કરવો જોઈએ, 'છે'

ક્યારેય ન વાપરવો જોઈએ. જ્યાં 'હશે' શબ્દનો પ્રયોગ હોય છે ત્યાં 'ન પણ હોય'નો સ્વીકાર હોય જ છે. સત્યની નિષ્ઠા ખાતર અને બુદ્ધિની શુદ્ધિ માટે બન્ને વિકલ્પોની સંભાવનાનો સ્વીકાર કરીને જ આગળ વધવું જોઈએ.

પુનર્જન્મ નથી, એમ આપણે ન કહી શકીએ; એટલા માટે, એ જ આધાર પર, પુનર્જન્મ છે, કહીને અધિક ચર્ચામાં ઊતરવું આપણને શોભાસ્પદ નથી. બૌદ્ધિક આળસનો ત્યાગ કરીને ઉત્સાહપૂર્વક સત્યની શોધ કરતાં જઈએ, ત્યારે આપણને જીવનનું રહસ્ય પ્રાપ્ત થશે. સામા માણસને એથી જુદો કોઈ અનુભવ થયો હોય, તો તેને મુબારક હો. સત્યનિષ્ઠ મનુષ્ય બધી જ રીતે સોઈઝાટકીને પગલું ભરશે અને સામા માણસની પ્રામાણિકતાનો સ્વીકાર કર્યા પછી પણ તેનાં મત અને માન્યતાઓનો ઝટ સ્વીકાર નહિ કરે.

પુનર્જન્મની કલ્પનાનું સેવન ભયમુક્ત નથી, એટલું સમજીને ચાલીએ તો બસ છે. આ વિવેચન કોઈની ટીકા કરવા નહિ, પરંતુ આપણી સત્યનિષ્ઠા અધિક શુદ્ધ કરવા માટે લખ્યું છે.

ઑક્ટોબર, ૧૯૫૪

## ૨૦

# સ્વર્ગ શું છે?

સ્વર્ગ અને નરક વિષે અત્યાર સુધીમાં એટલું બધું લખાયું છે કે એ લખનારાઓ બન્ને જગ્યાએ ખાસ્સો સમય રહી ચૂકયા છે સ્વર્ગ–નરકનાં આટલાં વિસ્તૃત વર્ણન વાંચ્યા પછી આમ અનુભવવું, એમાં આશ્ચર્ય નથી. આ ધરતીના ભૂગોળ અને તેની ઉપર વિચરનારાં માનવોનો ઇતિહાસ લખતી વખતે કંઈ કેટલી તકલીફો ઉઠાવવી પડે છે. ભૂગોળવેત્તાઓ જીવને જોખમે શોધખોળ કરતા હોય છે. ઇતિહાસકાર પ્રાચીન અવશેષોને ચૂસી ચૂસીને ઇતિહાસનું અન્વેષણ કરે છે. તોપણ એમની ઉપર પૂરો વિશ્વાસ બેસતો નથી. પરંતુ આ પુરાણકારોને સ્વર્ગ અને નરકનાં ઇતિહાસ અને ભૂગોળનો ખૂણોખાંચરો સુદ્ધાં જાણીતો છે.

શું સાચે જ આવાં 'લોક' છે ખરા કે? આપણે સાંભળીએ છીએ અથવા વાંચીએ છીએ કે મરણ પછી લોકો સ્વર્ગ કે નરકમાં જાય છે. પરંતુ ત્યાંની હકીકત જણાવવા માટે ત્યાંથી કોઈ પાછું આવ્યાનું આપણે ન તો સાંભળ્યું છે, નથી તો વાંચ્યું. તો પછી પુરાણકારોને આટલી વિગતવાર જાણકારી કયાંથી મળે છે? કેટલાક લોકો આ વાતોને કવિ–કલ્પના કહીને છૂટી જાય છે. પરંતુ એમ તો કહી શકાય કે સ્વર્ગ અને નરક જેવી કોઈ વસ્તુ જ નથી. જો કર્મનો સાર્વભૌમ સિદ્ધાંત માનીએ તો સ્વર્ગ અને નરકને પણ માનવાં પડવાના.

પ્રત્યક્ષ જ્ઞાન જ સાચું જ્ઞાન છે અને આનુમાનિક બધું જ ખોટું છે એમ માનવું બરાબર નથી. એ વાતમા સંદેહ નથી કે ઇન્દ્રિયજન્ય જ્ઞાનમાં જે પ્રકારે ભૂલ થઈ શકે છે, તે જ પ્રકારે અનુમાનમાં પણ હોઈ શકે છે. પરંતુ બન્ને જડમૂળથી ખોટાં છે, એમ તો ન કહી શકાય. અનુમાનનો આધાર પ્રત્યક્ષ પર છે. અને અનુમાનનું શાસ્ત્ર એટલુ વિકસિત થયું છે કે પ્રત્યક્ષ જ્ઞાનમાં જો ભૂલ ન થઈ હોય તો તેને આધારે તારવેલાં અનુમાનોમાં હરગિજ ભૂલ ન આવવી જોઈએ આ શાસ્ત્ર એટલું પરિપક્વ બની ચૂક્યું છે.

આપણે આપણાં જીવનની પરિપાટીનું નિયંત્રણ જે પ્રકારે કરીએ છીએ, તે જ પ્રકારે આપણી ચારે તરફ ફેલાયેલા આ વિશ્વનું પણ નિયંત્રણ કરનારી કોઈ શક્તિ હોવી જોઈએ એવું પિંડબ્રહ્માંડન્યાયથી સિદ્ધ થાય છે. એટલા માટે કે પિંડ અને બ્રહ્માંડમાં તત્ત્વતઃ કોઈ ભેદ નથી—દ્વૈત નથી.

સૃષ્ટિના વ્યવહાર તરફ આપણે જોઈએ છીએ ત્યારે કર્મનું સાર્વભૌમત્વ માલૂમ પડે છે. કર્મ અને તેનું ફળ, તેનો સંબંધ સનાતન છે, અટળ છે—એટલો અનુભવ થયા પછી અને એ કર્મનું ફળ મળવું જ જોઈએ એ વાતમાં વિશ્વાસ બેસી ગયા પછી સ્વર્ગ અને નરકને માનવાં જ પડે છે. પરંતુ આ સ્વર્ગ અને નરકનું સ્વરૂપ કેવું હશે એ પ્રશ્ન તો બાકી જ રહે છે.

મનુષ્યને જાગૃતિનો અનુભવ છે. અને એ વાતનો પણ અનુભવ છે કે જ્યારે ઘસઘસાટ ઊંઘ નથી હોતી ત્યારે સારાંમાઠાં સ્વપ્ન પણ આવે છે. લોકો માને છે કે આ અનુભવોમાં જાગૃતિનો અનુભવ સત્ય છે અને સ્વપ્નનો અનુભવ મિથ્યા છે. પરંતુ આપણે એ શા સારુ માનીએ ? બન્ને અનુભવ જ છે, અને પોતપોતાની સ્થિતિમાં સત્ય છે. ભેદ માત્ર એટલો જ છે કે સ્વપ્નનો અનુભવ ક્ષણિક હોય છે

અને જાગૃતિનો દીર્ઘકાલીન. એક બીજી પણ વિશેષતા છે કે સ્વપ્નનો અનુભવ જાગૃતિમાં બાકી નથી રહેતો. જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા. આ ચાર અનુભવોમાંથી મુખ્યત્વે તુર્યા અવસ્થાનો જ અનુભવ સત્ય છે, એમ કહેવામાં આપણને કાંઈ જ મુશ્કેલી નથી. પરંતુ બાકીના ત્રણેમાંથી એકને સત્ય માની તો બીજી બન્નેને પણ સત્ય માનવી જ પડશે. આટલી વાત ધ્યાનમાં રાખીને હવે આપણે બીજી તરફથી આ પ્રશ્નનો જરા વિચાર કરીએ.

આપણે રોજ ઊંઘીએ છીએ ત્યારે જાગૃતિને ભૂલીને શરીરને કાંઈક આરામ મળે છે અને તે તાજું બને છે. ઊંઘ ઘસઘસાટ આવી જાય તો મનને પણ વિશ્રામ મળે છે અને તે પણ તાજું બને છે.

પરંતુ જાગૃતાવસ્થામાં પણ, અને ઊંઘમાં પણ શરીરનો કારભાર તો ચાલે જ છે, કારણકે શરીર જીવિત છે. એનો અર્થ એ થયો કે પ્રાણને વિશ્રાંતિ નથી મળતી. તેને અખંડરૂપે કામ કરવું પડે છે. પરંતુ આ પ્રાણનેય ક્યારેક તો વિશ્રાંતિની જરૂર પડવાની જ. એ તેને ક્યારે મળશે? જે રીતે જાગૃતિને ભૂલીને આપણે સૂઈ જઈએ છીએ, તે જ રીતે શરીરનું વિસર્જન કરીને પ્રાણને પણ વિશ્રામ દેવો જોઈએ. એટલા માટે તો મૃત્યુની યોજના થઈ છે. જેટલી આવશ્યકતા ઊંઘની છે, તેટલી જ મૃત્યુની પણ આવશ્યકતા છે. શરીર માટે ઊંઘ જેટલી પૌષ્ટિક છે તેટલું જ મૃત્યુ પ્રાણ માટે પૌષ્ટિક છે. થાક્યાપાક્યા માટે યોગ્ય સમયે મૃત્યુ આવવું ઇષ્ટ જ છે.

જીવન જે રીતે એક ક્ષણ ન હોતાં એક મુદત છે, દીર્ઘકાલાવધિ છે, તે જ રીતે મૃત્યુ પણ એક ક્ષણ ન હોતાં સુદીર્ઘકાલાવધિ હોવું જોઈએ. જાગૃતાવસ્થાનો થાક દૂર કરવા માટે જેમ આપણે સારી પેઠે ઊંઘવું જોઈએ તેમ જ ખૂબ જીવ્યા પછી પ્રાણ ભરીને મરણનું પણ આપણે સ્વાગત કરવું જોઈએ.

ઊંઘમાં જેમ અનુભવ, કલ્પના, વાસના વગેરેના યોગથી સારાંમાઠાં સ્વપ્નાં આવે છે, એ જ રીતે મરણકાળમાં જીવને જે સારાંમાઠાં સ્વપ્નાં આવે છે તેને સ્વર્ગ અને નરક કહે છે. સ્વપ્નમાં જેમ સ્વપ્ન સત્ય હોય છે તેમ જ સ્વર્ગ–નરક પણ પોતપોતાને સ્થળે સત્યરૂપ હોય છે. સારાંમાઠાં સ્વપ્નાંનો ભંગ કરીને આપણે જાગૃત થઈએ છીએ અને ઊંઘ અગાઉની જાગૃતિની કડી જોડી દઈને પુરુષાર્થ આગળ ધપાવીએ છીએ. એ જ રીતે મરણકાળમાં અનુભવેલું સ્વર્ગ કે નરક પૂર્ણ કર્યા પછી મનુષ્યને પુનર્જન્મ મળે છે. અને પૂર્વકર્મ અનુસાર સારોમાઠો જન્મ મળ્યા પછી તેનો પુરુષાર્થ અગાઉના અંકથી આગળ ચાલે છે. સ્વર્ગ અને નરક પુરુષાર્થની કર્મભૂમિ નથી. બલકે, વાસનાઓની યોગભૂમિ છે. એટલા માટે પુણ્ય કે પાપ અનુસાર સુખદુઃખનો અનુભવ થતો હોવા છતાં તેનો (પુણ્ય અને પાપનો) ક્ષય થતો નથી. પાપપુણ્યનો હિસાબ પુનર્જન્મ સમયે હાથમાં લઈને આગળ ચાલવાનું હોય છે.

ડિસેમ્બર, ૧૯૫૩.

૨૧

## જન્મદિવસનું મનન

'મારા પિતાજી તોતેર વરસનું આયુષ્ય ભોગવીને અવસાન પામ્યા. હું હાલમાં જ તોતેર વરસ પૂરાં કરીને આગળ નીકળ્યો છું. આ અવસરે પોતાના વાર્ધક્યનું કાંઈક ચિંતન કરવું ઇષ્ટ માનું છું.

મારા પિતાજીનું અવસાન થયું તે વખતે એમના બધા દાંત સાબૂત હતા. એક પણ દાંત પડેલો નહોતો. છેક આખર અવસ્થા સુધી શેરડી, ગંડેરી પાડયા વિના, છોતાં ઊતરડીને ખાતા. માતાજીના અવસાન પછી, જ્યારે જ્યારે અવસર હોય, ત્યારે ત્યારે હું જ શોખપૂર્વક એમને માટે રસોઈ કરતો. એમને શું ભાવે છે અને શું નથી ભાવતું, એ હું સારી પેઠે જાણતો હતો અને એમને ખાવાનું ભાવ્યું કે નહિ તે જાણી લેવાની એક કસોટી પણ મારી પાસે હતી. ભોજન પૂરું થયા સુધી જો તેઓ પાણી ન પીએ તો માની લેવું કે એ ભોજન એમને ખૂબ ભાવ્યું. વચ્ચે વચ્ચે તેઓ પાણી પીએ તો તે વખતે મારું મન બહુ ખિન્ન થઈ જતું. મકાઈના દિવસોમાં હું સુંદર કોમળ નરમ મકાઈના ડોડા શેકીને ઘી–મીઠું નાખીને તેનું કચુંબર બનાવતો. એ એમને ખૂબ ભાવતું. પિતાજીને વટાણા પણ ખૂબ ભાવતા. વટાણા હું એમને શેકીને આપતો. દાંત કાયમ સાબૂત રહેવાને લીધે એમને વટાણા ખાવાનો દંતાનંદ પણ પૂરતો મળી રહેતો અમને લોકોને નાળિયેર ખૂબ પ્રિય હોય છે. ભોજનના પદાર્થોમાં

હંમેશાં કોપરાના નાનાનાના ટુકડા હું નાખતો, જે ચાવીચાવીને ખાવામાં પણ એમને કોઈ તકલીફ પડતી નહિ.

પિતાજીનું શરીર ઘણું જ તંદુરસ્ત હતું. કહે છે કે જુવાનીમાં બાવીસ વર્ષની ઉંમર સુધી તો એકેય વાર એમને શરદી–તાવની પીડા નહોતી થઈ. બચપણનું એમનું જીવન ફીકફીક મુસ્કેલીમાં વીત્યું હતું. ક્યારેક ક્યારેક લાકડાં ફાડવાં, જંગલમાંથી લાકડાં ઘેર લઈ આવવાં, એવાં એવાં કામ એમણે કર્યાં હતાં. છેક છેવટ સુધી મનોવિનોદ ખાતર અને બાળકો માટે હંમેશાં કાંઈક તો કમાવું જ જોઈએ એ ખ્યાલથી તેઓ પેન્શન પર ઊતર્યા પછી બગીચામાં કામ કર્યા કરતા. સ્નાન કરતાં પહેલાં પોતાનાં કપડાં પોતે જ ધૂએ, એવો એમનો આગ્રહ હતો. એમની પાસે નોકરચાકર કે ઘરનાં લોકોનું કાંઈ જ ચાલતું નહિ. કોઈ પૂછતું તો કહેતા : 'લક્ષ્મી તો આજ છે ને કાલ નથી. એવું તે આપણે કેવું જીવીએ કે પોતાનાં કપડાંય જાતે ધોવાનું ભારે પડે?' એમનો દેહાંત પણ બગીચામાં કામ કરતાં કરતાં જ થયો. લાકડાની એક ખૂંટી પગમાં લાગી અને તેની ચોટ વધતીવધતી ઘૂંટણ સુધી પહોંચી ગઈ આખરે બેભાન થયા અને એમાં જ એમનો અંત થયો. છેક છેલ્લે દિવસે મેં એમને આખી ભગવદ્ગીતા આદિથી અંત સુધી વાંચી સંભળાવી હતી.

એમ તો એમને સંસ્કૃતનું જ્ઞાન બિલકુલ નહોતું. વાંચવાનો શોખ પણ નહોતો. રોજ 'ટાઈમ્સ' કે 'મરાઠી જ્ઞાન પ્રકાશ' હાથમાં લઈને દુનિયામાં શું શું થયું, તે થોડુંઘણું જાણી લેવા સિવાય તેઓ બીજું કાંઈ વાંચતા નહિ. ઘરબાર સંભાળવાં, બાળકોની તબિયતની દેખભાળ રાખવી, નોકરીનું કામ–સરકારી ઑફિસ–કામ મન લગાડીને ઇમાનદારીથી કરવું અને પૂજા–અર્ચા કરતી વખતે મંત્ર અને સ્તોત્ર ગાતાં ગાતાં પૂજામાં તલ્લીન થઈ જવું, એટલું જ તેઓ જાણતા. રાતે આઠ વાગ્યે ભોજન કરીને નવ–સાડાનવ પહેલાં તો તેઓ સૂઈ જતા

અને સવારે ત્રણ વાગ્યે જાગી જતા. એ વખતે તેઓ થોડુંઘણું ચિંતન કરતા હશે, એવું મારું અનુમાન છે.

લોકોમાં હળવામળવાનું એમને વિશેષ પસંદ નહોતું. પોતે સામે ચાલીને કોઈને મળવા ખાસ જતા નહિ. જે લોકો મળવા આવતાં, એમની વાતો પ્રેમપૂર્વક સાંભળી લેતા. આંગણે આવેલાં મહેમાનોનો હૃદયપૂર્વક આદરસત્કાર કરતા અને સૌને સન્મતિ આપવા માટે ભગવાનને પ્રાર્થના કરતા.

હું એમનો સૌથી નાનો છોકરો. મારાથી થોડા મોટા ગોંદુ. એમનાથી દોઢ વરસ પછી મારો જન્મ થયો, તેથી ગોંદુની માવજત કરવાની જવાબદારી બાની અને મને સંભાળવાનું કામ પિતાજીનું, આવું શ્રમવિભાજન કર્યું હતું.

હું પિતાજી સાથે એમની જ પથારીમાં સૂતો. હાઈસ્કૂલમાં ગયો ત્યાં સુધી લગભગ આ આદત કાયમ રહી. બાળપણમાં મને ખવરાવવું, નવરાવવો, રાતે પેશાબ માટે ઉઠાડીને લઈ જવો, એ બધું કામ પિતાજી જ કરતા, એટલા માટે એમનો અને મારો સંબંધ ખૂબ ઘનિષ્ઠ થયો. હું થોડો મોટો થયો ત્યારે તેઓ ઘરનો વ્યવહાર મને સમજાવવા લાગ્યા. ક્યારેક ક્યારેક પોતાના બાળપણના કિસ્સા પણ મને સંભળાવતા. પરંતુ એ વિષયમાં હું ખૂબ રસ બતાવું તો જ કાંઈક વિસ્તારથી કહેતા. આગળ જતાં, પોતાનું સુખદુઃખ વ્યક્ત કરવા અને મન હળવું કરવા, બીજાઓને બદલે તેઓ મને જ વાતો કરતા હતા. ઘરનાં અને બહારનાં લોકો માટેનો પોતાનો અભિપ્રાય પણ ખુલ્લા દિલથી મારી પાસે જ વ્યક્ત કરતા હતા. એથી યે આગળ જતાં તેઓ મારી સલાહ પણ લેવા લાગ્યા.

પરિણામ એ આવ્યું કે પિતાજીને કશું કહેવું હોય કે એમની પાસે કશું કરાવવું હોય તો ઘરનાં લોકો મારી પાસે જ વાત છેડતાં

અને મારી મારફત પોતાની વાત પિતાજીના કાન પર નાખી પોતાનું કામ કરાવી લેતાં. આગળ જતાં હું ધીરેધીરે પિતાજી પર રાજ્ય પણ ચલાવવા લાગ્યો. તેઓ કયાં કપડાં પહેરે, કયા દરજી પાસે સિવડાવે વગેરે બધું હું જ નક્કી કરતો હતો. છેલ્લે છેલ્લે એમની ઇચ્છાની ઉપરવટ જઈને એમનાં કપડાં પણ હું ધોવા લાગ્યો હતો. બંડી કે પહેરણ ફાટે તો દરજી પાસે જવાને બદલે તેઓ રજાના દિવસોમાં કૉલેજથી હું ઘેર આવું તેની રાહ જોતા. કહેતા : 'થોડી અગવડ પડે તો કાંઈ વાંધો નહિ, પરંતુ દત્તુને નારાજ કરવો નહિ.'

એક વાર મેં એમની પાસે એક એવું કામ કરાવરાવ્યું કે જે જિન્દગીભરમાં એમણે ક્યારેય કર્યું નહોતું. હરિનારાયણ આપ્ટેની નવલકથા 'ઉષઃકાલ' સાંભળવાનો મેં એમને અનુરોધ કર્યો અને નક્કી થયું કે રાતના વાળુ પછી, સૂતાં પહેલાં હું એક પ્રકરણ એમને વાંચી સંભળાવું. પરંતુ હરિનારાયણ આપ્ટે એવા ખુરાંટ કે પ્રત્યેક પ્રકરણને અંતે આગળની વાતનો ખટકો મનમાં પેદા કરીને જ પ્રકરણ સમાપ્ત કરતા. પિતાજી કહેતા : 'કાંઈ વાંધો નહિ; હજુ એક પ્રકરણ વાંચ.' વાર્તામાં રંગ જામતો ત્યારે મસ્તીભર્યા ભાવથી કહેતો : 'આપને ઊંઘવાનું મોડું થશે. રાતના ઉજાગરાની આપને ટેવ નથી. અમે બીમાર પડીએ તોપણ આઠ વાગ્યે સૂઈને બાર વાગ્યે ઊઠવાનો અને પછી આખી રાત જાગવાનો આપનો રિવાજ છે. તેથી અહીં જ અટકી જવું સારું છે.'

પરંતુ એમનાથી રહ્યું થોડું જતું? કહેતા કે આગળ શું થયું એ જાણ્યા વિના રાતે ઊંઘ જ નહિ આવવાની.

આમ કરતાંકરતાં થોડા જ દિવસોમાં 'ઉષઃકાલ' જેવી મોટી નવલકથા પૂરી કરી નાખી. સ્મરણ છે કે એ પછી મેં એમને 'ગઢ આવ્યો, સિંહ ગયો' નવલકથા વાંચી સંભળાવી હતી. મારા ખ્યાલમાં

પિતાજીને વાંચવાનું જિંદગી આખીમાં માત્ર આટલું જ થયું. વાચન કહેવાને બદલે એને શ્રવણ કહેવું જોઈએ.

પિતાજીના આવા વ્યવસ્થિત, એકનિષ્ઠ, સંકુચિત અને સંતુષ્ટ જીવન વિશે હું વિચારું છું અને મારા તોંતેર વરસના જીવનની એની સાથે તુલના કરું છું ત્યારે મને ઘણું જ આશ્ચર્ય થાય છે.

એક વાર એક આખા વાંસની કમાન કરીને બે ખભામાં એમને બેસાડવાની કોશિશ કરી રહ્યો હતો. એ વાંસ છટકીને મારા દાંત પર લાગ્યો અને એક દાંત ઢીલો પડી ગયો. એ વખતે મારી ઉંમર સત્યાવીસ વરસની હશે. જેમતેમ કરીને મેં એ દાંતને દસ વરસ સુધી સાચવ્યો. પછી એકના વિરહમાં બીજો દાંત ઢીલો પડયો. એ બે દાંતની નીચેના સાથી કાબૂમાં રહ્યા નહિ એટલે તે પણ ઢીલા પડવા લાગ્યા. મારા દાંત બાળપણથી જ થોડા આગળ પાછળ હોવાને કારણે કદાચ સાફ રહેતા નહોતા. દાંતની વિશેષ સંભાળ રાખવાનું મને ક્યારેય સૂઝયું નહોતું. મારી સમજણ એવી છે કે આવશ્યકતા કરતાં કાંઈક વધારે ખાવાની આદતને લીધે કુદરતે મને દાંત પાડી નાખવાની સજા કરી હશે. સ્વરાજ–આંદોલનમાં જેટલી વાર જેલમાં ગયો, એટલી વાર દાંત બગાડીને જ બહાર આવ્યો. ધીરેધીરે એક પછી એક બધા જ દાંત મારે પડાવી નાખવા પડયા.

તોંતેર વરસમાં બધા દાંત મજબૂત રાખીને મારા પિતાજી પરલોક સિધાવ્યા અને હું એક પછી એક, એક, બે, ચાર, આઠ, દશની સંખ્યામાં કૃત્રિમ દાંત ધારણ કરતો કરતો હવે પૂરી બત્રીસી ઉધાર ધારણ કરીને જીવી રહ્યો છું.

મારા પિતાજીની તબિયત જેટલી નીરોગી હતી એટલી જ મારાં માતાજીની તબિયત નાજુક હતી. તોપણ શ્રમમય જીવન હોવાને લીધે એમણે ક્યારેય ખાટલો ન ઢાળ્યો કે વિશેષ દવા પણ ન લીધી. મારા બાળપણમાં મારી માતાજી અનાજ જાતે દળતી હતી. ઘરની 'દશમી'

માટેનો લોટ બિલકુલ તાજો હોવો જોઈએ, એવો એમનો આગ્રહ રહેતો. બા ઘંટીએ અનાજ દળતી હોય અને હું એમના ખોળામાં માથું રાખીને એમની 'ઓવી'ઓ અને અન્ય ગીતો સાંભળતો સાંભળતો, સવારની મીઠી ઊંઘનો આનંદ લેતો હોઉં, એ મારી જિંદગીનું પહેલું મધુર સ્મરણ કહી શકાય. ઘંટીએ દળતી વખતે ગાવાનાં ગીતોમાં બાળકો અને સંબંધીઓનાં નામ ઘુસાડી દેવાની સારી સગવડ હોય છે. તેથી બાનાં ગીતોમાં મારું નામ વારંવાર સાંભળવામાં મને પારાવાર આનંદ આવતો. મારું નામ જોડીને ગીત ગાવામાં બાને કેટલો આનંદ આવતો હશે તે સમજવા જેટલી સમજણી ઉંમર મારી નહોતી. મારી બાના પિતાજીની તબિયત ઉત્તમ હતી. ખૂબ મોટી ઉંમરે તેમનું અવસાન થયું. પરંતુ એમના ઘરમાં ક્યાંકથી ક્ષયરોગ ઘૂસી ગયો હતો. તે જ ક્ષયરોગ અમારા ઘરમાંય પેઠો. મારા મોટા ભાઈનું ક્ષયરોગથી અવસાન થયું. મારી બાને પણ છેલ્લે છેલ્લે એ જ રોગ થયો હશે. મારા બીજા એક ભાઈ પક્ષાઘાતથી ગુજરી ગયા અને દાક્તરો કહે છે કે પક્ષાઘાત પણ ક્ષયરોગનો જ એક પ્રકાર છે.

જે હોય તે. અમારા કુટુંબનાં બધાંની દવા કરનારા દાક્તર શિરગાંવકર મને કહેતા : 'આ શાહપુર–બેલગામમાં બધાં જ ઘરનાં લોકોનાં આરોગ્યનું હું સૂક્ષ્મતાપૂર્વક અધ્યયન કરતો રહું છું. તમારા ઘરમાં જે ક્ષયરોગ પેઠો છે તે તમારી બા તરફથી આવ્યો છે. તમારે પણ ખૂબ સંભાળવું જોઈએ. મારી સલાહ છે કે આપ નિયમિત રીતે કૉડલિવર ઑઈલ લેતા જાઓ.' મેં કહ્યું : 'બાળપણમાં પિતાજીએ મને કૉડલિવર ઑઈલ આપ્યું હતું. મારી યાદદાસ્ત પ્રમાણે ઇમલ્સનના ત્રણ શીશા મેં હજમ કરી નાખ્યા હશે.' શિરગાંવકરે કહ્યું : 'બાળપણના ત્રણ શીશાની વાત લઈને શું બેઠા છો? ત્રણસો શીશા લેવા જોઈએ, ત્રણસો. કૉડલિવર ઑઈલ તમારો ખોરાક બનવું જોઈએ.'

મેં કહ્યું : 'બાળપણમાં મેં જે લીધું તે લીધું, હવે જેને માંસાહાર કહે છે, એવી કોઈ પણ ચીજ ન લેવાનો મારો દૃઢ સંકલ્પ છે.'

'તો પછી કદાચ ક્ષયરોગ તમારો ટળી રહ્યો!'

'આટલી બધી વહેલેરી જાણ થયા છતાં કેમ ન ટાળી શકું? હું મારી પાંતીની પૂરેપૂરી સાવચેતી રાખીશ. પણ, મારે ન તો માછલીનું તેલ લેવું છે, ન તો ખાવાં છે ઈંડાં.'

હું એ તો કહેવાનું ભૂલી જ ગયો કે મારી બાના દાંત ઘણા જ કમજોર હતા. તે દાંત પર કોઈ ચૂર્ણ લગાવતી હતી. તોપણ તેના દાંતમાંથી લોહી નીકળતું. એના ઇલાજ માટે કાચા પપૈયાનો ગુંદ લગાડવાનું કોઈએ કહ્યું હતું. બાના દાંત ઘણાખરા પડી ગયા હતા.

દાક્તર શિરગાંવકરને ક્યારેય ફુરસદ રહેતી નહિ. તોપણ કોઈ દિવસ મોડેથી એમની પાસે જતો તો કયો રોગ કયા કુટુંબથી કયા કુટુંબમાં ગયો, કોણ કોણ શું બીમાર હતું, એ બાબતનું પોતાનું નિરીક્ષણ તેઓ ખાસ્સી વિગત અને આસ્થાથી કરતા અને એટલા માટે તોંતેરમા વરસમાં માબાપનાં સંસ્મરણની સાથે પ્રકૃતિના આનુવંશિક સંસ્કાર પ્રથમ ધ્યાનમાં આવ્યા.

મેં ઘણી વેળા કહ્યું છે કે રવિબાબુ બચપણમાં મૃત્યુનું ચિંતન કરતા આવ્યા હશે. એમની મૃત્યુવિષયક કવિતાઓ એમના કાવ્યજીવનના પ્રારંભથી જ બનતી જોવા મળે છે. મૃત્યુ સાથે આટલો પરિચય અને આટલી ઘનિષ્ઠતા સાધવાને કારણે મૃત્યુએ વિચાર્યું હશે કે આ કવિ તો રહ્યા આપણા ઘરના માણસ. એમને લઈ જવાની ઉતાવળ શી? કદાચ મૃત્યુને એમને લઈ જવાનું સૂઝ્યું જ નહિ, અને તેથી તેઓ દીર્ઘાયુ બન્યા

થોડાં કુટુંબોની કાઠી જ મજબૂત હોય છે. એવાં કુટુંબનાં બધાં જ લોકો નીરોગી અને દીર્ઘાયુ હોય છે. આપણે ત્યાં છોકરાં–છોકરીની સગાઈ કરતી વખતે છોકરીનું રૂપ, છોકરા–છોકરીની ઊંચાઈ, ઉંમર અને કૌટુંબિક પરિસ્થિતિ જુએ છે. અંધશ્રદ્ધાળુઓ જન્માક્ષર–ટીપણાંનો મેળ જુએ છે. છોકરો કેવો નીરોગી છે, કેટલો કર્તૃત્વશાળી

છે, એ વાતનો પણ થોડોઘણો વિચાર થાય છે. પરંતુ બન્ને તરફનાં કુટુંબોનાં બધાં જ લોકોનાં આરોગ્યનો અને આયુમર્યાદાનો કોઈ વિશેષ ખ્યાલ કરતું હોય એવું જણાતું નથી. છોકરા-છોકરીના સ્વભાવ અને અભિરુચિનો પણ કોઈએ વિચાર કર્યો હોય, તો તેની ખબર નથી.

હંમેશની પદ્ધતિના વિચારોના પહેલ પાડીને પાછો જ્યારે તોંતેર વરસનો હિસાબ શું નીકળે છે, અને મારે મારા તોંતેર વરસના અનુભવમાંથી શું લેવું જોઈએ, એ વાતનો વિચાર કરવા લાગ્યો, ત્યારે હું ખૂબ મૂંઝવણમાં પડી ગયો. તોંતેર વરસના જીવનનું વિહંગાવલોકન કરતાં કરતાં અનુભવવા લાગ્યો કે નિઃસંશય આ કોઈ એક જીવન નથી. આ કાળખંડમાં મેં કેટલાંય જીવનોને સમાવી લીધાં છે. આટલાં જીવન હું એક સાથે કઈ રીતે જીવી શક્યો, એ વાતનું મને રહીરહીને આશ્ચર્ય થયું અને એ વાતથી પણ હું આશ્ચર્યચકિત થયો કે આટલાં જીવનોનો સાક્ષી અને એને માટે જવાબદાર હું એકલો જ છું, એક જ અનુભૂતિ આ આખાય જીવનમાં અનુસ્યૂત છે, વ્યાપ્ત છે. અને પછી વૉલ્ટ વ્હિટમેનનું એક વચન મોંમાંથી સરી પડ્યું: 'આઈ કન્ટેન મલ્ટીટ્યૂડ્ઝ' (હું અનેક રૂપોનો પુંજ છું.)

દુનિયાની દૃષ્ટિએ જોઈએ અને વ્યવહારની કસોટી પર કસતાં મારે કબૂલવું જોઈએ કે હું જે જીવ્યો, તેને સફળ જીવન કહી શકાય નહિ. 'ઑલ પ્રૉમિસ, બ્રિલિયન્ટ પ્રૉમિસ, બટ નો પરફૉર્મન્સ. ઑર પુઅર પરફૉર્મન્સ' (વાતો, મોટીમોટી વાતો, પરંતુ કરણી નહિ, અથવા અધૂરી કરણી). મારા જીવનનું લક્ષણ આ જ છે, એવું મારા મિત્રોએ માનવું જોઈએ.

થોડા દિવસો પહેલાં આપટે ગુરુજીના શ્રાદ્ધદિનના અવસર પર ભાષણ કરતી વખતે આચાર્ય લિમયેને મોઢે ઉપરનું વાક્ય સાંભળ્યું અને મેં નક્કી કર્યું કે મને જ આ વાક્ય ઠીક લાગુ પડે છે. આજ કેટલાય દિવસોથી હું આ એક વાતનો વિચાર કરી રહ્યો છું અને

કાલે જ બર્ટ્રાન્ડ રસેલના એક આત્મનિવેદનાત્મક લેખમાં નીચેનું વાક્ય નજરે ચડયું : 'આઈ વૉઝ બેટર ઍટ ટૉકિંગ ધૅન ઍટ ડુઈંગ' (કરણી કરતાં કથની ઝાઝી હતી). મોટાઓ સાથે આવું સાધર્મ્ય જોઈને પણ મનુષ્યને થોડોઘણો સંતોષ તો થાય જ. બર્ટ્રાન્ડ રસેલે ગણિત, તત્ત્વજ્ઞાન, શિક્ષણ, લગ્નસંસ્થા, યુરોપનાં મહાયુદ્ધ, તર્કશાસ્ત્ર અને પોતાના સમકાલીન સમાજ પર મોટામોટા ગ્રન્થો લખ્યા છે. દુનિયાના શ્રેષ્ઠ વિચારકોમાં એમનું સ્થાન છે અને એમની ઉંમર ૮૦ થી ઓછી નથી અને એમનું વિચારચક્ર પણ અટકયું કે મંદ પડયું નથી.

કહેવાય છે કે ઉત્સાહી માણસે પોતાની નીચે જોવું જોઈએ નહિ. પોતાની પાછળ જોવું જોઈએ નહિ. ઉપર જોવું જોઈએ, અને પ્રગતિ કરતા રહેવું જોઈએ. પરંતુ જરા નીચે, પાછળ અને આસપાસ જોવામાં પણ થોડોઘણો લાભ તો છે જ. આ પ્રકારનું નિરીક્ષણ, પર્યાલોચન, મનન અને અન્તર્મુખ ધ્યાન કરવા માટે તો જન્મદિવસ ઊજવવાનો રિવાજ ચાલ્યો છે. પુરુષાર્થના કાળમાં લોકોનાં અભિનંદન પ્રોત્સાહન આપે છે, હિસાબ આંકી કરી લેવાના અને દુકાન સમેટીને પલ્લે પડેલો નફો એકઠો કરીને પ્રસ્થાન કરવાના દિવસો આવે છે ત્યારે સમાજે આપેલાં અભિનંદનો મનુષ્યને નંદિત નથી કરતાં, બલ્કે અંતર્મુખ કરે છે અને સંસારનો આડંબર કેટલો અસાર હોય છે, તે ભણી ધ્યાન ખેંચે છે.

પણ તેથી વિષાદ અનુભવવાને કોઈ કારણ નથી. પરાક્રમ જીવનનો અર્ક છે; તો ઉપશમ, શાન્તિ અને સંતોષ તેમ જ કલ્યાણકારિતા કે કલ્યાણકામિતાના જ ફુવારા ઊડતા રહે છે, તે જીવન વ્યક્તિ અને સમાજ માટે હિતકર નથી, એવું કોણ કહેશે?

મે, ૧૯૫૯.

## ૨૨

# દીર્ઘાયુતાનું રહસ્ય

હજી તો મેં એંસીમું વરસ પૂરું કર્યું નથી. તોપણ લોકો પૂછવા લાગ્યા છે: 'આપની દીર્ઘાયુતાનું રહસ્ય શું છે?' બીજો પ્રશ્ન એ પૂછવામાં આવે છે: 'આ ઉંમરે પણ આપનો ઉત્સાહ કાયમ છે, એનું પણ રહસ્ય શું છે?' આ વિષયનું મેં કાંઈ ખાસ ચિંતન નથી કર્યું. પ્રશ્ન પૂછવામાં આવ્યા, તેથી હવે વિચારવા લાગ્યો છું. થોડાક લોકો માને છે કે આશ્રમજીવનની આ અસર હશે.

મને આશ્રમજીવન પ્રિય છે. કઠણ-તપસ્યા તરીકે મેં આશ્રમ-જીવનનો સ્વીકાર કર્યો જ નહોતો. સ્વાદિષ્ટ અથવા મસાલેદાર ભોજનનો રસ હું જાણું છું પરંતુ તેના પ્રત્યે વિશેષ આકર્ષણ ક્યારેય હતું નહિ. એટલા માટે મરચું ન ખાવું, મસાલેદાર ચીજોનો બહિષ્કાર કરવો આદિ નિયમો મને કષ્ટદાયક ન થયા. હું ગાંધીજીના આશ્રમમાં રહેવા ગયો, તે પહેલાં પણ એવા ઘણા બધા નિયમો મેં અજમાવ્યા હતા. શરૂશરૂમાં એવા નિયમોનો ગાંધીજીના મનમાં પણ ખૂબ આગ્રહ હતો. પછીથી એમણે જોયું કે એ બધા નિયમો છે તો સારા, પણ એના પ્રત્યે આગ્રહની જરૂર નથી. મેં એવા ઘણા નિયમો લીધા. ખૂબ આગ્રહપૂર્વક એનું પાલન કર્યું. તેથી મને લાભ પણ થયો. પરંતુ જ્યારે જોયું કે એવા નિયમોની હવે જરૂર નથી, ત્યારે મેં નિયમ તરીકે તેનો આગ્રહ રાખ્યો નહિ.

જ્યારે હું કૉલેજમાં હતો અને લાલા લજપતરાયના દેશનિકાલની વાત સાંભળી, ત્યારે મેં ૭ વરસ સુધી ખાંડ ન ખાવાનું વ્રત લીધું. વ્રત લીધું તો તેનું પાલન પણ ઉત્તમ રીતે કર્યું. ૭ વરસ પૂરાં થયાં, ત્યારે હું રામકૃષ્ણ મિશનના એક ઉત્સવમાં જોડાયો હતો. એ દિવસે જાતજાતની બંગાળી મીઠાઈઓ બનાવી હતી. મેં રસપૂર્વક ખાધી. એ દિવસનો અનુભવ આજે પણ યાદ છે.

ખાંડ છોડી દીધી, ત્યારે ગોળ ખાવાનો નિયમ નહોતો. પરંતુ મીઠાઈ માત્ર ૭ વરસ સુધી ખાધી નહોતી. ખાંડનો અને મીઠાઈઓનો સ્વાદ જ ભૂલી ગયો હતો. એટલે આટલા લાંબા સમયગાળા પછી જ્યારે મીઠાઈઓ ખાધી, ત્યારે એવું જ લાગ્યું કે જિંદગીમાં એક નવા જ સ્વાદનો પ્રથમ અનુભવ કરી રહ્યો છું. મારી જીભે એ દિવસના ઉત્કટ સ્વાદની જીવેપ્રાણે કદર કરી. ભારે આનંદ થયો. એવો પશ્ચાત્તાપ થયો નહિ કે ૭ વર્ષ માટે આવા સ્વાદથી પોતાની જાતને વંચિત રાખી, એ ભૂલ જ થઈ. કોઈ નવા પ્રકારનું ફળ ખાતી વખતે અનુભવની નવીનતાને કારણે જ સ્વાદની ઉત્કટતા હોય છે, એવી ઉત્કટતા એક દિવસ રહી. બીજા દિવસથી ખાંડનું કે મીઠાઈઓનું કોઈ વિશેષ આકર્ષણ ન રહ્યું. ત્યારથી મેં ખાંડ ન ખાવાનું વ્રત લીધું નહિ. પરંતુ કહી શકું છું કે ત્યારથી આજ સુધી મેં ખાંડ બહુ ખાધી જ નથી. વિના નિયમે સંયમ ચાલતો આવ્યો છે. કોઈ સ્વાદિષ્ટ ચીજ ખાવા આપે તો ખાઈ લેતો. ચિત્તવૃત્તિ મિષ્ટ વસ્તુ પ્રત્યે દોડતી જ નથી. આશ્રમ જીવનની અસર સમજાવવા ઉપરનું ઉદાહરણ બસ છે.

ગાંધીજીએ જોયું કે આશ્રમમાં થોડા લોકો મસાલા અને ખાંડ તો શું મીઠું સુદ્ધાં સહેલાઈથી છોડી શકે છે અને વરસો સુધી કેવળ ઉકાળેલાં શાકભાજીનો આહાર કરીને રહી શકે છે, પરંતુ આપણે એમ ન કહી શકીએ કે તેમણે સ્વાદ જીત્યો છે. ખાંડ, મસાલા, મરચાં અને મીઠાં વિના ભોજન કરનારા સભ્યોનો આહાર, સ્વાભાવિક

માત્રાથી વધારે હતો અને તેઓ ખાતા પણ ખૂબ સ્વાદથી. મેં કહ્યું: 'પશુપક્ષી પણ ક્યાં મસાલા ખાય છે? એમને તો હંમેશાં અમિશ્ર ભોજન જ હોય છે. અને કાચા માંસમાં વાઘ જેવાં જાનવરોને ક્યો સ્વાદ આવતો હશે? પરંતુ જોતાં જ જણાઈ આવે છે કે સ્વાદના એ બધા રસિયા છે.'

આહારની માત્રા હદથી વધારે ન હોવી જોઈએ. આખો દિવસ ખાતાં રહેવું કેટલું હાનિકારક છે તેનો ખ્યાલ રહે; વિશેષ ભૂખ ન હોવા છતાં કેવળ સ્વાદ ખાતર ખાવું એ અસંસ્કારિતાની નિશાની છે એટલું ધ્યાનમાં રાખવું, નિષિદ્ધ આહારનું સેવન કરવું નહિ, ઇત્યાદિ સાદા નિયમો ચલાવવા એ પૂરતું છે.

હું માનું છું કે સત્ય અને સંયમ, એ બે વાતો મનુષ્ય જીવનની પ્રતિષ્ઠા માટે અત્યંત આવશ્યક છે. સંયમ કેવળ કામોપભોગ એટલે કે વિષયવાસના પરત્વે જ નહિ, પરંતુ સંયમ વાણીનો પણ હોય. બધી જ રીતના જીવનવ્યવહારમાં સંયમ વિના, સર્વાંગીણ જીવન-વિકાસ થઈ શકતો નથી. કોઈ એક ચીજમાં વહી જવું ક્યારેક ક્યારેક ભલે હિતકર હોય, સર્વાંગીણ વિકાસની દૃષ્ટિથી એ હિતકર નથી, એટલું જેના મનમાં બરાબર ઠસી ગયું છે, તેનું જીવન સુસૂત્ર થવાનું જ.

આહારની બાબતમાં એક ઉદાહરણ મેં આ અગાઉ પણ ક્યાંક આપ્યું છે. પરંતુ અહીં તે પ્રસ્તુત છે.

એક સ્નેહીને ત્યાં મહેમાન તરીકે રહેતો હતો. બપોરે કાંઈ ખાસ ભોજન હતું. સારાસારા લોકો આવ્યા હતા. આહારની બધી ચીજો અત્યંત સ્વાદિષ્ટ હતી. ભોજનની આખી યોજના બધી રીતે સફળ થઈ.

સાંજે મારા સ્નેહીએ પૂછ્યું : 'આજે રાત્રે આપ જમશોને?' મેં કહ્યું : 'આજે સાંજે કોઈને મળવા જવાનું નથી. બહાર ખાવાની સંભાવના નથી. હું ઘેર જ ખાઈશ.'

મારું ધ્યાન ખેંચતાં એમણે કહ્યું : 'એ દૃષ્ટિએ નથી પૂછ્યું. બપોરનું ભોજન હતું, બધાએ ખૂબ ખાધું છે; અમે લોકો આજે રાત્રે ખાવાનાં નથી. આપને માટે જ ખાવાનું બનશે. એટલા માટે પૂછ્યું. આપ પણ ન ખાઓ તો કરેલી રસોઈ એમ જ પડી રહેવાની.'

મેં જવાબ આપ્યો : 'બપોરનું ભોજન સાચે જ સ્વાદિષ્ટ હતું. મેં બધી ચીજો સ્વાદપૂર્વક ખાધી, પ્રસન્નતાથી ખાધી. એટલી વિવિધ ચીજો બનાવી હતી કે કઈ ચીજનો વિશેષ આદર કરું, એનો નિર્ણય કરવાનું પણ કઠણ હતું. પરંતુ મારો નિયમ જ છે કે ખાસ ભોજનને દિવસે હું રોજને મુકાબલે થોડું ઓછું જ ખાઉં છું. મેં સ્વાદથી ખાધું, પરંતુ ઝાઝું નથી ખાધું. સ્વાદથી ખાવું એ રસિકતાનું લક્ષણ છે, ઝાઝું ખાવું એ ખાઉધરાપણાનું. નાનપણથી જ આ વાત પ્રત્યે હું સજાગ છું. કોઇક વખતે મારો આહાર પ્રમાણ કરતાં અધિક હતો ખરો પરંતુ એ દિવસો જુવાનીના હતા, ચાલ્યા ગયા. પરંતુ ખાતી વખતે મારું ધ્યાન આહારની માત્રા તરફ હંમેશાં હોય જ છે. પ્રવાસમાં શંકા હોય છે કે સાંજનું ભોજન મળશે કે કેમ, ત્યારે હિંમત કરીને જરૂર થોડું વધારે ખાઈ લઉં છું. પરંતુ એ પણ ઇરાદાપૂર્વક હોય છે. ચીજ સ્વાદિષ્ટ છે એટલા માટે હદથી વધારે ખાઉં, તો મારી સામે જ હું મારી પ્રતિષ્ઠા ગુમાવી બેસું.'

મહાયાન બૌદ્ધોનો એક સુંદર સંસ્કૃત ગ્રંથ છે 'બોધિચર્યાવતાર' એનું એક વચન મને સુંદર લાગ્યું છે :

चित्तरक्षाव्रतं मुक्त्वा बहुभिः किम् मम व्रतैः ।

મારા ચિત્તને કાબૂમાં રાખવાના એક વ્રતને છોડીને બીજા અનેક વ્રતો સાથે મારે શી મતલબ ?' ચિત્તને કાબૂમાં રાખવાનું એક જ વ્રત મનુષ્ય માટે પૂરતું છે : એમાં ગફલત થઈ તો બાકીનાં વ્રત કાંઈ પણ મદદ કરી શકવાનાં નથી.

થોડા લોકો કહે છે કે બ્રહ્મચર્યના પાલનથી મનુષ્ય દીર્ઘાયુ થાય છે. 'मरणं बिन्दुपातेन, जीवनं बिन्दुधारणात् ।' બ્રહ્મચર્ય આરોગ્ય માટે અને આધ્યાત્મિક સાધના માટે ઉત્કટ સાધના છે. આયુર્વેદમાં લખ્યું છે કે બ્રહ્મચર્યથી મોટું બીજું કોઈ રસાયણ નથી.

અનુભવ કહે છે કે કેટલાય વિખ્યાત નૈષ્ઠિક પવિત્ર બ્રહ્મચારી અલ્પાયુ હતા, શંકરાચાર્ય જેવા; અને કેટલાય વિલાસી લોકો દીર્ઘાયુ ભોગવી શક્યા હતા.

હું માનું છું કે સંયમી માતાપિતાથી જેમને સારો પિંડ મળ્યો છે, તેઓ જો સંયમી રહે તો તેઓ દીર્ઘાયુ થાય એ સ્વાભાવિક છે. શ્રીકૃષ્ણ જેવા ગૃહસ્થાશ્રમી સો વર્ષથી પણ અધિક જીવ્યા. દક્ષિણ રશિયામાં અને કાશ્મીરની ઉત્તરે એવી કેટલીક જાતિઓ છે, જેમાં સો વરસથી અધિક જીવનારા ઘણા લોકો જોવા મળે છે.

તાજો, સ્વચ્છ, પૌષ્ટિક મિતાહાર; અનુકૂળ શરીરશ્રમ; ખુલ્લી હવાનું જીવન અને પ્રસન્ન મન એટલું સબળું હોય તો મનુષ્ય અવશ્ય દીર્ઘાયુ થશે.

મને તો બે વખતે ક્ષય રોગ પણ થયો હતો. બચપણમાં શરીર એટલું દુર્બળ હતું કે ગરદન પણ સીધી રહેતી નહોતી. પરંતુ હું સંભાળપૂર્વક જીવ્યો. ખૂબ પ્રવાસ કર્યો. જીવનનો રસ, શુદ્ધ અને તાજો રાખ્યો. ક્યારેય અતિચિંતા કરી નહિ. ઉત્સાહ અને સંતોષનો સમન્વય કર્યો. એથી વિશેષ તો ઈશ્વરકૃપા જ કહી શકું છું. સૃષ્ટિ અનાથ નથી.

## ૨૩

# મૃત્યુની કલ્યાણકારિતા

ઈસાઈ લોકોના ગ્રંથોમાં એક વચન વારંવાર આવે છે: The wages of sin is death. આનો સીધો અર્થ થાય છે–મોત એ પાપનું ફળ છે. આ વાત ધ્યાનમાં નથી આવતી. આનો કોઈ ખાસ આધ્યાત્મિક અર્થ થતો હશે. એમ તો 'પાપી લોકો જ મરે છે, પુણ્યવાન નથી મરતા' એવો અનુભવ નથી. સાધુ–સંતપુરુષ, પુણ્યવાન, પરોપકારી અને મોક્ષના અધિકારી લોકો પણ મરે છે. કદી ન મરનારા સાત ચિરંજીવીઓનો ઉલ્લેખ પુરાણોમાં આવે છે. તે બધા પણ આજે નથી. ઈશ્વરના અવતાર અને ઈશ્વરના પુત્ર બધા મરી ગયા. વળી પાપપુણ્ય સાથે જેમને કોઈ લેવાદેવા નથી તેવાં પશુપક્ષી આદિ બધાં પ્રાણીઓ પણ મરે છે. મરણ જેવી સાર્વભૌમ બીજી વસ્તુ નથી.

એક સિક્કાની બે બાજુ હોય છે–આગળની અને પાછળની, તેમ જ પ્રાણીઓનાં જીવનમાં જન્મ અને મૃત્યુ જોડાયેલાં છે. બન્નેને આપણે જુદાં ન કરી શકીએ.

હવે જો કોઈ માને કે જન્મ લેવો એ જ દુઃખ છે, સંકટ છે અને કોઈ પાપનું ફળ છે તો જન્મની અંતિમ ક્ષણ મરણને પણ પાપનું ફળ કહી શકાય. અથવા એ ફળ પૂરું થયું એમ પણ માની શકાય.

જે લોકો મોક્ષ ઇચ્છે છે તેઓ જન્મ અને મૃત્યુ બન્નેથી બચવા માગે છે પણ તેઓ જન્મ અને મૃત્યુને પાપનું ફળ નથી માનતા.

એવા પણ લોકો છે જે માને છે કે, "માણસ મનસા, વાચા, કર્મણા બ્રહ્મચારી રહે તો તે હનુમાન જેવા વજ્રકાય અથવા વજ્રાંગ બલિ અને અમર થઈ શકે. માણસ બ્રહ્મચર્ય પાળતો નથી, તેથી જ મૃત્યુ એને ઘેરી લે છે."

આ લોકો કહે છે કે બ્રહ્મચર્યનો ભંગ કરવો એ જ સહુથી મોટું પાપ છે, તેને લીધે જ માણસને જરા, વ્યાધિ અને મૃત્યુ ઘેરી વળે છે. અન્યથા માણસ અજરામર થવા માટે જ જન્મે છે.

આ વિચાર છે તો પ્યારો અને રોચક; પણ અનુભવસિદ્ધ તો નથી. આદર્શ બ્રહ્મચારીઓ પણ મરી ગયા અને કેટલાક આદર્શ બ્રહ્મચારી તો અલ્પાયુષી પણ નીકળ્યા.

હું તો માનું કે જીવન અને મૃત્યુ બન્ને આપણે માટે ભગવાનનાં એકસરખાં વરદાન જ છે. પ્રાણીઓ માટે મરણ અટલ છે અને એ જ સૌથી મોટું આશ્વાસન પણ છે. અનંતકાળ સુધી જીવતા રહેવું પડે તો એ મોટી આફત જ ગણાય. સ્વાભાવિક મરણ ન આવે તો અનંત કાળ સુધી જીવવાથી હેરાન થઈ માણસ આપઘાત જ કરશે

## ૨૩

# મૃત્યુની કલ્યાણકારિતા

ઈસાઈ લોકોના ગ્રંથોમાં એક વચન વારંવાર આવે છે: The wages of sin is death. આનો સીધો અર્થ થાય છે–મોત એ પાપનું ફળ છે. આ વાત ધ્યાનમાં નથી આવતી. આનો કોઈ ખાસ આધ્યાત્મિક અર્થ થતો હશે. એમ તો 'પાપી લોકો જ મરે છે, પુણ્યવાન નથી મરતા' એવો અનુભવ નથી. સાધુ–સંતપુરુષ, પુણ્યવાન, પરોપકારી અને મોક્ષના અધિકારી લોકો પણ મરે છે. કદી ન મરનારા સાત ચિરંજીવીઓનો ઉલ્લેખ પુરાણોમાં આવે છે. તે બધા પણ આજે નથી. ઈશ્વરના અવતાર અને ઈશ્વરના પુત્ર બધા મરી ગયા. વળી પાપપુણ્ય સાથે જેમને કોઈ લેવાદેવા નથી તેવાં પશુપક્ષી આદિ બધાં પ્રાણીઓ પણ મરે છે. મરણ જેવી સાર્વભૌમ બીજી વસ્તુ નથી.

એક સિક્કાની બે બાજુ હોય છે–આગળની અને પાછળની. તેમ જ પ્રાણીઓનાં જીવનમાં જન્મ અને મૃત્યુ [illegible] આપણે જુદાં ન કરી શકીએ.

હવે જો કોઈ માને કે જન્મ લેવો એ જ અને કોઈ પાપનું ફળ છે તો જન્મની અંતિ[illegible] પાપનું ફળ કહી શકાય. અથવા એ ફળ પ[illegible] માની શકાય.

જે લોકો મોક્ષ ઇચ્છે છે તેઓ જન્મ અને મૃત્યુ બન્નેથી બચવા માગે છે પણ તેઓ જન્મ અને મૃત્યુને પાપનું ફળ નથી માનતા.

એવા પણ લોકો છે જે માને છે કે, " માણસ મનસા, વાચા, કર્મણા બ્રહ્મચારી રહે તો તે હનુમાન જેવા વજ્રકાય અથવા વજ્રાંગ બલિ અને અમર થઈ શકે. માણસ બ્રહ્મચર્ય પાળતો નથી તેથી જ મૃત્યુ એને ઘેરી લે છે."

આ લોકો કહે છે કે બ્રહ્મચર્યનો ભંગ કરવો એ જ સહુથી મોટું પાપ છે, તેને લીધે જ માણસને જરા, વ્યાધિ અને મૃત્યુ ઘેરી વળે છે. અન્યથા માણસ અજરામર થવા માટે જ જન્મે છે.

આ વિચાર છે તો પ્યારો અને રોચક; પણ અનુભવસિદ્ધ તો નથી. આદર્શ બ્રહ્મચારીઓ પણ મરી ગયા અને કેટલાક આદર્શ બ્રહ્મચારી તો અલ્પાયુષી પણ નીકળ્યા.

હું તો માનું કે જીવન અને મૃત્યુ બન્ને આપણે માટે ભગવાનનાં એકસરખાં વરદાન જ છે. પ્રાણીઓ માટે મરણ એટલે છે અને એ જ સૌથી મોટું આશ્વાસન પણ છે. અનંતકાળ સુધી જીવતા રહેવું પડે તો એ મોટી આફત જ ગણાય. સ્વાભાવિક મરણ ન આવે તો અનંત કાળ સુધી જીવવાથી હેરાન થઈ માણસ આપઘાત જ કરશે અથવા કંટાળીને પાગલ થઈ જશે.

કેટલાયે આદર્શ બ્રહ્મચારીઓ અલ્પાયુષી થયા છે અને તેથી વિરુદ્ધ બીજી તરફ જેમનો પિંડ પહેલેથી મજબૂત હતો એવા વિલાસી લોકો દીર્ઘાયુ થયા છે.

મૃત્યુ માત્ર પાપ કે પુણ્યનું ફળ નથી એટલું તો સ્પષ્ટ થયું. જન્મ સાથે મૃત્યુ જોડેલું છે જ અને એ ઇષ્ટ પણ છે.

સામાન્યપણે માણસ મૃત્યુને અનિષ્ટ માની એનાથી ડરે છે. પશુપક્ષીનો વિચાર આપણે જાણતા નથી. પણ બધાં પ્રાણીઓ મોતથી

## ૨૩

# મૃત્યુની કલ્યાણકારિતા

ઈસાઈ લોકોના ગ્રંથોમાં એક વચન વારંવાર આવે છે: The wages of sin is death. આનો સીધો અર્થ થાય છે–મોત એ પાપનું ફળ છે. આ વાત ધ્યાનમાં નથી આવતી. આનો કોઈ ખાસ આધ્યાત્મિક અર્થ થતો હશે. એમ તો 'પાપી લોકો જ મરે છે, પુણ્યવાન નથી મરતા' એવો અનુભવ નથી. સાધુ–સંતપુરુષ, પુણ્યવાન, પરોપકારી અને મોક્ષના અધિકારી લોકો પણ મરે છે. કદી ન મરનારા સાત ચિરંજીવીઓનો ઉલ્લેખ પુરાણોમાં આવે છે. તે બધા પણ આજે નથી. ઈશ્વરના અવતાર અને ઈશ્વરના પુત્ર બધા મરી ગયા. વળી પાપપુણ્ય સાથે જેમને કોઈ લેવાદેવા નથી તેવાં પશુપક્ષી આદિ બધાં પ્રાણીઓ પણ મરે છે. મરણ જેવી સાર્વભૌમ બીજી વસ્તુ નથી.

એક સિક્કાની બે બાજુ હોય છે–આગળની અને પાછળની, તેમ જ પ્રાણીઓનાં જીવનમાં જન્મ અને મૃત્યુ જોડાયેલાં છે. બન્નેને આપણે જુદાં ન કરી શકીએ.

હવે જો કોઈ માને કે જન્મ લેવો એ જ દુઃખ છે, સંકટ છે અને કોઈ પાપનું ફળ છે તો જન્મની અંતિમ ક્ષણ મરણને પણ પાપનું ફળ કહી શકાય. અથવા એ ફળ પૂરું થયું એમ પણ માની શકાય.

જે લોકો મોક્ષ ઇચ્છે છે તેઓ જન્મ અને મૃત્યુ બન્નેથી બચવા માગે છે પણ તેઓ જન્મ અને મૃત્યુને પાપનું ફળ નથી માનતા.

એવા પણ લોકો છે જે માને છે કે, "માણસ મનસા, વાચા, કર્મણા બ્રહ્મચારી રહે તો તે હનુમાન જેવા વજ્રકાય અથવા વજ્રાંગ બલિ અને અમર થઈ શકે. માણસ બ્રહ્મચર્ય પાળતો નથી તેથી જ મૃત્યુ એને ઘેરી લે છે."

આ લોકો કહે છે કે બ્રહ્મચર્યનો ભંગ કરવો એ જ સહુથી મોટું પાપ છે, તેને લીધે જ માણસને જરા, વ્યાધિ અને મૃત્યુ ઘેરી વળે છે. અન્યથા માણસ અજરામર થવા માટે જ જન્મે છે.

આ વિચાર છે તો પ્યારો અને રોચક, પણ અનુભવસિદ્ધ તો નથી. આદર્શ બ્રહ્મચારીઓ પણ મરી ગયા અને કેટલાક આદર્શ બ્રહ્મચારી તો અલ્પાયુષી પણ નીકળ્યા.

હું તો માનું કે જીવન અને મૃત્યુ બન્ને આપણે માટે ભગવાનનાં એકસરખાં વરદાન જ છે. પ્રાણીઓ માટે મરણ એટલે છે અને એ જ સૌથી મોટું આશ્વાસન પણ છે. અનંતકાળ સુધી જીવતા રહેવું પડે તો એ મોટી આફત જ ગણાય. સ્વાભાવિક મરણ ન આવે તો અનંત કાળ સુધી જીવવાથી હેરાન થઈ માણસ આપઘાત જ કરશે અથવા કંટાળીને પાગલ થઈ જશે.

કેટલાય આદર્શ બ્રહ્મચારીઓ અલ્પાયુષી થયા છે અને તેથી વિરુદ્ધ બીજી તરફ જેમનો પિંડ પહેલેથી મજબૂત હતો એવા વિલાસી લોકો દીર્ઘાયુ થયા છે.

મૃત્યુ માત્ર પાપ કે પુણ્યનું ફળ નથી એટલું તો સ્પષ્ટ થયું. જન્મ સાથે મૃત્યુ જોડાયેલું છે જ અને એ ઇષ્ટ પણ છે.

સામાન્યપણે માણસ મૃત્યુને અનિષ્ટ માની એનાથી ડરે છે. પશુપક્ષીનો વિચાર આપણે જાણતાં નથી. પણ બધાં પ્રાણીઓ મોતથી

બચવા ઈચ્છે છે. એ તો સ્પષ્ટ છે. કદાચ ઇતર પ્રાણીઓ, મોતથી માણસ ડરે છે એટલું ડરતાં નહીં હોય.

કેટલાક લોકો કોક વાર નિરાશ થઈને જીવનથી કંટાળી આત્મહત્યા કરે છે. શાસ્ત્રો આવી આત્મહત્યાને વખોડે છે. અને કહે છે કે આવી આત્મહત્યાથી કોઈ પણ પ્રશ્નનો ઉકેલ આણી શકાતો નથી. કાયર બનીને અથવા જીવનથી કંટાળી જે લોકો આત્મહત્યા કરે છે એમને માટે પુનર્જન્મ તો નક્કી જ છે; એટલું જ નહીં પણ 'આત્મહત્યા' જેવા ગુના કર્યા બદલ એને ઊતરતો જન્મ મળશે અને 'આત્મહત્યાના પાપ'ને ધોવા વિશેષ તપસ્યા અથવા સાધના કરવી પડશે.

ઇતિહાસ બતાવે છે કે જેમ ચેપી રોગ ફેલાય એટલે ઘણા લોકો પટાપટ મરવા લાગે છે તેમ જ "આ જીવન દુઃખમય છે, આપણે જન્મ લીધો એ જ ભૂલ થઈ ગઈ તેથી પ્રયત્નપૂર્વક આ જીવનમાંથી નીકળી જવું જોઈએ," આવું ખોટું તત્ત્વજ્ઞાન લોકોમાં ફેલાવવાથી કેવળ આપણા જ દેશમાં નહીં પણ અન્ય દેશોમાં પણ આત્મહત્યાનો રોગચાળો ફાટી નીકળ્યો છે અને પછી ધર્મનિષ્ઠ લોકોને તેની સામે જેહાદ પોકારવી પડી છે.

આજે આવી સ્થિતિ નથી. સુધરેલા દેશોમાં આત્મહત્યાની સંખ્યા નોંધાય છે. અને સામાન્ય રીતે વરસે વરસે એમાં ઝાઝી વધઘટ જણાતી નથી. જો આત્મહત્યાની સંખ્યા એકદમ વધે કે ઘટે તો સમાજ-વિજ્ઞાનવેત્તા એનાં કારણો પણ શોધી કાઢી શકે છે. આત્મહત્યા હવે સામાજિક ચિંતાનો વિષય રહ્યો નથી.

મૃત્યુના ડરનું કારણ શોધતાં એક વાત સ્પષ્ટ થવી જોઈએ. મોતનો ડર અલગ છે અને મૃત્યુ સમયે થતી શારીરિક વેદનાનો પ્રશ્ન જુદો છે. (હું માનું છું કે મૃત્યુનો ડર મારા મનમાંથી નીકળી ગયો છે પણ શારીરિક વેદનાની બીક ગઈ નથી. વેદનાથી બચવાની ઇચ્છા

કાયમ છે, તેથી એ વેદનાથી બચવાનો પ્રયત્ન હું જરૂર કરીશ. એક ઉદાહરણથી વાત સ્પષ્ટ થશે. મારો પગ કે એકાદ આંગળી સડવા લાગે અને બીજો કોઈ ઇલાજ ન હોય તો હું એને કપાવવાની સંમતિ ખુશીથી આપીશ. એ શરતે કે એની વેદના મારે ખમવી ન પડે. (આજકાલના ડૉક્ટરો આવી મદદ બધી રીતે કરે છે. અને દરદી પણ ખુશીથી સંમતિ આપે છે.) વેદનારહિત મૃત્યુને અંગ્રેજીમાં યુથનેશિયા (Euthanasia) કહે છે. આ ગ્રીક શબ્દ છે. (દર્દનું ભાન ન થાય તે માટે શરીરને અથવા એના અમુક ભાગને સુન્ન કરી નાખનાર દવાને અથવા પ્રક્રિયાને એનેસ્થીશિયા કહે છે.)

મૃત્યુના ડરમાં અનેક ડરો સમાયા છે. એક છે વેદનાની બીક, બીજી છે શરીરના અથવા જીવનના વિયોગની બીક. ત્રીજી બીક છે સગાંસ્નેહીઓના વિયોગની. ચોથી બીક તે આપણે આદરેલા પુરુષાર્થથી અથવા જીવનના આનન્દથી એકાએક કપાઈ જવાની બીક. આમાં પાંચમી એક બીક ઉમેરી શકાય—મૃત્યુ પછી આપણું શું થશે, ક્યાં જવું પડશે, શું શું ભોગવવું પડશે એની સ્પષ્ટ કલ્પના ન હોવાથી 'અજ્ઞાતની બીક' કહી શકાય.

ઉપર બતાવેલા બધા ડરો મરનારના ચિત્તમાં ઊઠતા ડરો છે, જેનું ચિંતન વિસ્તારથી કરવું છે. કારણકે આમાંના ઘણાખરા ડરો અજ્ઞાનજનિત, નિષ્કારણ ડર છે. જેનું દુઃખ સહેજે દૂર કરી શકાય.

પણ કોઈ ઇષ્ટ વ્યક્તિના મૃત્યુના દર્શનથી અથવા શ્રવણથી જે દુઃખ થાય છે તેનું શું? ખાસ પરિસ્થિતિમાં આવા મૃત્યુને લીધે માણસને પોતાના ભવિષ્ય માટે પણ બીક લાગી શકે.

પતિના મરવાથી પત્નીને દુઃખ પણ થાય છે અને બીક પણ લાગે છે કે વૈધવ્યદશામાં મારું ભરણપોષણ કોણ કરશે? સાસરિયામાં અને સમાજમાં મારી શી સ્થિતિ થશે? છોકરાંઓ મારી સાથે કેવી

રીતે વર્તશે વગેરે જાતજાતની બીક સ્ત્રીને હોય છે. નાનાં બાળકો અથવા પુરુષાર્થહીન આશ્રિત લોકો અન્નદાતાના મરી જવાથી પોતાની હાલતની ચિંતા કરે છે અને ડરે છે, તેનું ચિંતન અત્રે નથી કરવું. આ તો વહેવારનો એક જુદો જ પ્રશ્ન છે.

સગાંવહાલાં અથવા ઇષ્ટ મિત્રોનાં મરણથી થતું દુઃખ સ્વાભાવિક છે. અમુક હદ સુધી આવું દુઃખ યોગ્ય પણ કહેવાય, પણ એની અવધિ અથવા માત્રા વધી જાય એ મનુષ્ય માટે શોભાદાયક નથી. આવા દુઃખથી માણસ જ્યારે વિચારશૂન્ય થાય છે, કિંકર્તવ્યમૂઢ બને છે, એને તો અજ્ઞાનતા, મૂઢતા અને બુદ્ધિની જડતા જ સમજવી. વિયોગનું દુઃખ સ્વાભાવિક છે. વિવેકથી જ એ દૂર થઈ શકે. અને વિવેકની શક્તિ માણસે કોઈ પણ હાલતમાં ખોવી ન જોઈએ. એ શક્તિ તો સદા વધતી જ જવી જોઈએ.

હવે રહી કોઈના મૃત્યુથી સમાજને થનારા દુઃખની વાત. આમાં પણ લાભહાનિનો વિચાર નોખો; નેતૃત્વની અને સલાહસૂચનાની અપેક્ષા ભાંગી ગઈ એનું દુઃખ નોખું. સારા માણસના વિયોગનું સર્વસામાન્ય દુઃખ તો હોય જ, એ સ્વાભાવિક છે. અને એની મર્યાદા હોવી હંમેશાં ઇષ્ટ છે. આવે વખતે વિવેકશક્તિ ઘણી મદદ કરે છે અને દુનિયા પોતાને રસ્તે ચાલે છે.

કોઈનું મૃત્યુ જોઈને અથવા સાંભળીને જે દુઃખ થાય છે તેને વિષે બે ત્રણ જાતના વિચાર અથવા વિવેક કરવો ઇષ્ટ છે.

મરનાર વ્યક્તિ જો આધિવ્યાધિ અથવા ઘડપણને લીધે ત્રસ્ત હતી, જીવવું એને માટે દુષ્કર થયું હતું, તો એનો છુટકારો આપણને ઇષ્ટ અને અભિનંદનીય લાગવો જોઈએ. પોતાની લાભહાનિનો વિચાર છોડી દઈ અને વિયોગના દુઃખને કાબૂમાં રાખી આપણે રાજી જ થવું જોઈએ કે તે દુઃખમુક્ત અને ચિન્તામુક્ત થઈ.

મરનારના ગયા પછી જ્યારે આસપાસની બધી પરિસ્થિતિ કથળી જાય છે ત્યારે પણ આપણે કહીએ છીએ: "ભાગ્યવાન હતા એ મરનારા, કેમકે, પછીની દુર્દશા જોઈને દુખી, લજ્જિત અથવા ત્રસ્ત થવા એમને જીવવું ન પડ્યું."

જે લોકો ઇતિહાસ જાણે છે, જીવનપરંપરા અને સામાજિક જીવનનું ઘટનાચક્ર સમજે છે તે તરત કહેવાના: "મરણ અવસ્યંભાવી છે જ; દુનિયા કોઈને માટે અટકી નથી, સારાનરસા દિવસો જીવન-ક્રમમાં આવ્યા જ કરે છે; તેથી મરણનો શોક કરવો વ્યર્થ છે." (આશ્વાસન આપનારાં લોકો હંમેશાં આ જ દલીલો કરતાં આવ્યાં છે. બધાને આ દલીલો મોઢે થઈ ગઈ છે. તેથી સાચી હોવા છતાં આ દલીલો નિઃસત્ત્વ થઈ ગઈ છે. આમાં સાચો વિવેક તો છે જ, પણ વારંવાર બોલવાથી એની અસર ઘણી ઓછી થાય છે.) બધી તરફથી વિચાર કરી માણસને ખાતરી થવી જોઈએ કે મૃત્યુ ખરેખર મિત્ર જ છે.

જ્યારે કોઈ નવલકથાકાર જુએ છે કે કથાવસ્તુ હવે ઘણી ગૂંચવાઈ જવાથી કથા નીરસ થતી જાય છે ત્યારે કથાકાર, યુક્તિ-પ્રયુક્તિથી અગવડવાળાં પાત્રોને મારી નાખે છે. એ જ રીતે જીવન-સ્વામી ભગવાન માટે પણ પોતાની દુનિયાના માણસોને મારી નાખવા જરૂરી થઈ પડે છે. અને ભગવાનની નવલકથા તો અનન્ત કાળ સુધી ચાલનારી, એમાં પાત્રોની સંખ્યા ઘણી વધી જાય એ કામનું નહીં. અને જે પ્રમાણે નવલકથા વાંચનારાઓ એ નવલકથાનો અંત ઇચ્છે છે તે જ પ્રમાણે જીવન જીવનારાઓ માટે એનો અંત પણ અભીષ્ટ હોવો જોઈએ. (સારામાં સારી કવિતા અથવા ભાવવાહી સંગીત પણ અનન્તકાળ સુધી ચાલતું જ રહે તો આપણને તે ન ગમે. સાંભળવાનો આનંદ પૂરેપૂરો મળ્યા પછી આપણે ઇચ્છીએ કે સંગીત હવે બંધ પડે. હવે એ સંગીતનું માત્ર અનુરણન જ રહે, જેથી આપણે એને

વાગોળી શકીએ. અને અંતે એ વાગોળવાનો પણ આપણે અંત ઇચ્છીએ છીએ, એને આપણે ભૂલવા માગીએ છીએ.)

કોઈનું સુંદર સ્મિત અથવા હાસ્ય જોઈ–સાંભળી આપણે પ્રસન્ન થઈએ છીએ પણ પોતાની મર્યાદા છોડી કોઈ માણસ બસ હસ્યા જ કરે, હસ્યા જ કરે તો આપણે કંટાળી જવાના. એને પાગલ કહી એને ટાળવાના. ખાવાપીવાનું પણ એમ જ છે. સુખ છેવટે શાન્ત થવું જોઈએ. દુઃખ તો થાય જ છે.

જે પ્રમાણે આપણે થાકીને રાત્રે ઊંઘની અપેક્ષા રાખીએ છીએ અને આખી રાત ઊંડી ઊંઘ મળ્યે તાજા-પ્રસન્ન થઈ બીજે દિવસ શરૂ કરીએ છીએ, તે જ પ્રમાણે મૃત્યુ અને પુનર્જન્મ વિષે પણ હોવું જોઈએ. સૂનારો જાણે છે કે ઊંઘ્યા પછી બીજે દિવસે આપણે જાગવાના જ. સૂર્યાસ્ત માણનારો રસિક અથવા વ્યવહારી માણસ જાણે છે કે રાત પૂરી થયે સૂર્યોદય થવાનો છે જ. માત્ર ખેડૂત જ નહીં, દરેક માણસ જાણે છે કે ઉનાળામાં જે ઘાસ સુકાઈ જાય છે તે, વરસાદ થતાં પાછું ઊગવાનું જ છે. તેવી જ રીતે માણસને ખાતરી હોય છે કે ध्रुवं जन्म मृतस्य च। એને મરણનું દુઃખ અથવા ડર ન હોવો જોઈએ. કઠોપનિષદમાં યુવાન નચિકેતાને જીવનમરણનું રહસ્ય સમજાવતાં સાક્ષાત્ યમરાજ પણ ઘાસનું જ ઉદાહરણ આપી કહે છે—

सस्यमिव मर्त्यः पच्यते, सस्यमिवाजायते पुनः।

આપણા ધર્મમાં પુનર્જન્મની વાત સર્વમાન્ય છે. પુનર્જન્મના સિદ્ધાન્તનો વિરોધ તો કદાચ કોઈ પણ ધર્મમાં નહીં હોય. જ્યાં મૌન હોય ત્યાં મૌનનો અર્થ ઇનકાર નહીં પણ અનિર્ણય જ હોઈ શકે. આપણે ભારતીય લોકો આત્માપરમાત્માને માનીએ કે ન માનીએ, પુનર્જન્મ અથવા જન્મપરંપરામાં માનીએ જ છીએ. કર્મનો સિદ્ધાન્ત

સમજવા માટે, પુનર્જન્મમાં માનવું જ પડે. ધર્મની વ્યવસ્થા પણ જન્મપરંપરાની કલ્પના સાથે જ પૂરો સંતોષ આપી શકે છે.

મારું મૃત્યુનું ચિંતન હંમેશાં, જુદીજુદી રીતે ચાલતું જ હોય છે. મૃત્યુનું સ્મરણ લગભગ હંમેશાં રહે એવી મેં ટેવ જ પાડી છે. અનુભવથી હું કહી શકું છું કે મૃત્યુના આ સતત સ્મરણને લીધે જ હર્ષશોકથી પર રહેલા આનંદનો સાક્ષાત્કાર હું કરી શકું છું. અને તેથી જ ચિત્તની પ્રસન્નતા કાયમ ટકે છે તથા સ્વાસ્થ્ય પર એની સારી અસર દેખાય છે.

મૃત્યુ વિષે હજી એક જુદી રીતે વિચારવું જરૂરી છે.

કોઈ એક કલ્પનાથી પ્રભાવિત થઈ માણસ જીવન શરૂ કરે છે, પ્રવૃત્તિ આદરે છે, એના આદર્શરૂપે તો એક ઉન્નત અને સાર્વભૌમ કલ્પના હોય છે. આવી ઉન્નત અને સંતોષકારક કલ્પનાની પ્રેરણા જબરદસ્ત હોય છે, અને એને જોરે માણસ જીવનનો પુરુષાર્થ ખેડે છે.

પુરુષાર્થ કરતાં, સાધના દ્વારા જીવનનો પ્રયોગ કરતાં મનુષ્યને પાકા અનુભવ થવા લાગે છે. એ અનુભવ પ્રમાણે એને પોતાના આદર્શમાં ફેરફાર પણ કરવા પડે છે. અનુભવને લીધે કલ્પનાની પાંખ કાંઈક કપાય પણ છે. કલ્પના ઘણુંખરું આદર્શવાદ તરફ ઢળે છે અને અનુભવ વાસ્તવવાદનું મહત્ત્વ સમજાવી માણસને નક્કર જમીન પર ઊભા રહેવાની ફરજ પાડે છે.

જીવનમાં કીમતીમાં કીમતી વસ્તુ તો અનુભવ જ છે. બધી જાતના આદર્શો અને બધી ઉન્નત કલ્પનાઓનો પ્રયોગ જીવનમાં કર્યા પછી જે અનુભવ મળે છે તે જ બધી કલ્પનાઓની અંતિમ કસોટી છે. અનુભવથી જે મળે છે તે જ માણસની સાચી અને ઉત્તમ પૂંજી છે.

અનુભવનું આ મહત્ત્વ પૂરું કબૂલ કર્યા પછી કહેવું જોઈએ કે કલ્પનામાં ઉડ્ડયનની શક્તિ રહેલી છે. પુરુષાર્થ કરવાની હિંમત અને દૃઢતાપૂર્વક એને અમલમાં મૂકવાનો પ્રાણ અનુભવ કરતાં આદર્શ કલ્પનામાં વધારે હોય છે.

અનુભવનો ભાર વધવાથી માણસના વિચારમાં અને જીવનમાં પરિપક્વતા, શાન્તિ અને સમાધાન જરૂર પ્રગટે છે, પણ સાથેસાથે જીવનમાં ઘડપણ પણ આવી જાય છે. અનુભવસમૃદ્ધ જીવન કોઈ વાર નવાનવા પ્રયોગો કરવાની હિંમત નથી કરતું. એનામાં અલંબુદ્ધિ પેસે છે. નવાનવા પ્રયોગો કરી જોવા માટે જે નવો પ્રાણ જોઈએ તે ત્યાં નથી હોતો.

આ બધું સ્વાભાવિક છે, અપરિહાર્ય છે પણ આમાં પ્રગતિની શક્તિ કુંઠિત થાય છે. તેથી અનહદ વધી ગયેલું અનુભવનું સાર્વભૌમ સામ્રાજ્ય તોડવા માટે ભગવાન પોતાના પરમ કારુણિક પણ ક્રાન્તિકારી દેવદૂતને મોકલી આપે છે, જેનું નામ છે અંતક, યમ અથવા મૃત્યુ. (મૃત્યુમાં જે સંયમ રહેલો છે, પુરુષાર્થપોષક શક્તિ રહેલી છે તેનું નામ છે "યમ". 'યમ' અને 'સંયમ' એક જ ધાતુથી બનેલા શબ્દો છે. સંયમમાં જ સંસ્કૃતિ છે, શક્તિ છે અને નવાનવા પ્રયોગ કરવાની હિંમત પણ આવા સંયમમાંથી જ મળે છે.)

આ બધા ગુણો મૃત્યુમાં છે. મૃત્યુ દ્વારા નવો જન્મ મળે છે એવું નથી. મૃત્યુ દ્વારા માણસ ફરી વાર સજીવન અને પ્રાણવાન બને છે અને ભવિષ્યમાં નવાંનવાં સ્વપ્નાં જોવાની શક્તિ એમાં પ્રગટ થાય છે. આ રીતે મૃત્યુ જ જીવનનો ઉત્તમોત્તમ સાથી છે.

## ૨૪

## કેવી વિપરીત દશા !

જેઓ દીર્ઘાયુ હોય છે તેમનું એક દુઃખ એ છે કે તેમને ઘણાનાં મરણના સમાચાર સાંભળવા પડે છે. દુનિયા છે જ નાશવંત. એમાં લોકો જેમ જન્મે છે, તેમ મરે પણ છે. એનું દુઃખ તે શું કરીએ ? પરંતુ કેટલાંક દુઃખ એવાં હોય છે જેનું દરદ મટાડવા કોઈ આશ્વાસન પણ નથી મળતું. ઘરડા લોકો પોતાનો વારો આવે ત્યારે દુનિયા છોડે તો એનું દુઃખ ગમે તેટલું થાય તોપણ સહન કરવું મુશ્કેલ નથી હોતું; પરંતુ જેમને, પોતાનું કામ આગળ ચલાવશે એ આશાએ તૈયાર કર્યા હોય અને જેમની મારફતે પોતાનું જીવનકાર્ય સારી રીતે આગળ ચાલશે એવો ભરોસો હોય, તેઓ જ જો આપણી પહેલાં ચાલ્યા જાય તો તેનું તીવ્ર દુઃખ થાય છે. 'આત્મા અમર છે, જીવન-પરંપરા અખંડ ચાલવાની છે, મરનાર શરીરના બંધનથી છૂટી વ્યાપક રીતે કામ કર્યા જ કરે છે,' આવી વાતો બેશક સાચી છે. છતાં આપણાથી નાની ઉંમરના લોકો ચાલ્યા જાય છે ત્યારે એવા વ્યતિક્રમથી હૃદયને આઘાત પહોંચે જ છે.

શ્રી વિનોબાના સૌથી જૂના શિષ્ય શ્રી વલ્લભસ્વામીના દેહાંતના સમાચાર સાંભળી અત્યંત ગ્લાનિ થઈ. ઇંગ્લંડના વિખ્યાત મનીષી એડમંડ બર્કના, એકના એક દીકરાનો દેહાંત થયો ત્યારે એમણે

એક જ વાક્યમાં પોતાની હૃદયવેદના વ્યક્ત કરી હતી: "જે મારો વંશજ હતો તે પૂર્વજ સરખો થઈ ગયો, કેવી વિપરીત દશા!"

વલ્લભસ્વામી જેમ વિનોબાના શિષ્ય હતા તેમ અમ સૌ શિક્ષકોના વિદ્યાર્થી હતા. અને ત્યારથી જ એમની નમ્રતા, સરળતા, હસમુખ પ્રસન્નતા અને વિદ્યાનિષ્ઠાનો પ્રભાવ સૌ પર હતો. કેટલાક નવયુવક એવા હોય છે જેમને જોતાં જ મનમાં સદ્ભાવ પેદા થાય છે અને એમના સરળ મીઠા સ્વભાવને કારણે (એ) સદ્ભાવ કાયમ ટકે છે અને વધતો જાય છે.

દેશની સ્થિતિ એવી છે, અને કાર્યકર્તાઓની સંખ્યા એટલી થોડી છે કે દરેકને પોતાની શક્તિની મર્યાદા ભૂલીને વધારે કામ કરવું પડે છે. એમ કરતાં એમને કોઈ રોકતું પણ નથી. માંદા પડયા પછી તબિયત સાચવવા માટે આપણે પૂરેપૂરા સાવધાન થઈએ છીએ. જાણીતા રાષ્ટ્રસેવકો માટે આતિથ્યશીલ ગૃહસ્થો અને કુશળ ડૉક્ટરો પૂરેપૂરી મદદ કરે છે. પરંતુ આરોગ્યનો પાયો જ એક વાર ઢીલો થઈ ગયા પછી એને સંભાળવું મુશ્કેલ થઈ પડે છે.

હું દૈવવાદી નથી. મારો નિયતિવાદ પણ મર્યાદિત છે. હું નથી ધારતો કે દરેક માણસની મૃત્યુની ઘડી નિયતિએ પહેલેથી મુકરર કરી હોય છે. હું માનું છું કે મનુષ્યનું આવરદા ઘટી પણ શકે છે અને વધી પણ શકે છે. એટલે એવી જાતનું કોઈ સમાધાન–મરણની ઘડી મુકરર હોવાનું–મને નથી. આપણે આપણાં ગાય, બળદ, ઘોડાના આરોગ્યની જેટલી કાળજી રાખીએ છીએ એટલી પણ ક્યારેક ક્યારેક આપણે આપણા કે આપણા સાથીઓના આરોગ્યની માવજત નથી કરતા. 'આરોગ્યની ઉપેક્ષા કરવી અને પરિશ્રમની પરાકાષ્ઠા કરવી', એ સેવકોને વિષે એક રાષ્ટ્રીય સદ્ગુણ મનાય છે અને એનાં વખાણ પણ થાય છે. કેટલે દરજ્જે આ બરાબર છે તે હું નથી જાણતો.

## ૨૫

## મૃત્યુ છે સાચો મિત્ર!

બુઢાપાની એટલે કે વાર્ધક્યની ચિંતા મને ક્યારેય થઈ નથી. શક્તિ અને સામર્થ્ય વધે એવી ઇચ્છા ક્યારેય કરી નહોતી, એટલે શરીરની અને બધી ઇન્દ્રિયોની શક્તિ નિસર્ગના ક્રમ અનુસાર ઘટશે, એની ચિંતા પણ મને ક્યારેય થઈ નથી.

બચપણમાં કેટલીક શક્તિઓ મનુષ્યમાં હોતી નથી. પછીથી તે આવે છે. જેનું દુઃખ આપણે ક્યારેય કર્યું નથી અને પ્રસન્નતાથી બચપણ પૂરું કર્યું તો બુઢાપામાં કેટલીયે શક્તિઓ ક્ષીણ થઈ ગઈ, ઇન્દ્રિયો કામ નથી આપતી, એનું દુઃખ પણ આપણે શા સારુ કરીએ? કોઈ નવલકથા હોય તો તેનો અંત પણ હોવો જ જોઈએ. નવલકથા પૂરી થવા આવી, લેખક પોતાનું કથાનક સમેટવાની તૈયારી કરે છે, એ જોઈને આપણે થોડા જ દુખી કે ચિંતિત થઈએ છીએ? બચપણમાં બચપણના રસોનો આનંદ લીધો, મોટાં થતાં જ બચપણની વાતો બાલિશ કહીને છોડી દીધી, અને પ્રૌઢ ઉંમરને લાયક પ્રૌઢ મહત્ત્વાકાંક્ષાઓ અજમાવી. એનો પણ અનુભવ થયો. કેટલીય વાતો નિઃસાર જેવી માલૂમ પડી. કેટલીય વાતોનો અનુભવ મજાનાં તૃપ્તિ થઈ અને જીવનની અનુભવસમૃદ્ધિની શાન્તિ ફેલાઈ ગઈ. આ બધી વાતો સંતોષનો જ વિષય છે.

જે પુરુષાર્થ આપણે શરૂ કર્યો, તે જ નવા ઢંગથી અને વિશાળ ફલકથી અને વિશાળ ફલક પર બીજાઓને ચલાવતાં જોઈને અપાર સંતોષ થાય છે.

જેલનિવાસમાં જે જાતનો આહાર મળ્યો, તે કારણે દાંત જલદી બગડી ગયા. તે પડાવવા પડ્યા. તેની જગ્યાએ દત્તક દાંત બેસાડ્યા અને કામ ચાલ્યું.

આજકાલના જમાનામાં લગભગ બધાની નજર નજીકની હોય છે. સૌ લોકો કરે છે એમ અમે પણ ચશ્માં પહેર્યાં. કાનની શક્તિ ક્ષીણ થઈ તો સભા–સમિતિઓમાં જવાનું ઓછું કરી દીધું અને શહેરમાં રહેવા છતાં મોટરોના કર્કશ અવાજથી બચી ગયા, એનો આનંદ મળ્યો અને હવે કાનની મદદમાં એક કર્ણિકા આવી છે, તેની સેવા લઉં છું. શરીરની શક્તિ ઓછી થઈ તોપણ હજી યાત્રા મેં છોડી નથી. સેવાનો આનંદ મળે છે; સજ્જનોનો સહવાસ મળે છે, સૃષ્ટિના વિસ્તારમાં ભગવાનનાં દર્શન થાય છે અને શરીર તથા મનની તાજગી કાયમ રહે છે. શરીર ચાલે છે ત્યાં સુધી સફર નહિ છોડું. અને જે ઝડપથી હું સફર કરું છું તેટલી ઝડપથી ન તો બુઢાપો દોડી શકવાનો કે ન તો મોત પણ આક્રમણ કરી શકવાનું છે. એટલા માટે આત્મવિશ્વાસ થઈ ગયો છે કે ચાલતો રહીશ ત્યાં સુધી શરીર પણ ચાલતું રહેવાનું.

અને જિંદગીમાં એટલું ફર્યો છું, એટલું જોયું છે, એટલું વિચાર્યું છે કે બેસીને એને વાગોળ્યાં કરીશ તોપણ પચીસ–પચાસ નીકળી જવાનાં.

અને સૌથી મોટી વાત એ છે કે જે સ્વરાજ્ય માટે જીવવું હતું, તે સ્વરાજ્ય મળી ગયું. હવે દેશમાં દેશનું સ્વર્ગ બનાવવું કે નરક

૨૫

## મૃત્યુ છે સાચો મિત્ર!

બુઢાપાની એટલે કે વાર્ધક્યની ચિંતા મને ક્યારેય થઈ નથી. શક્તિ અને સામર્થ્ય વધે એવી ઇચ્છા ક્યારેય કરી નહોતી, એટલે શરીરની અને બધી ઇન્દ્રિયોની શક્તિ નિસર્ગના ક્રમ અનુસાર ઘટશે, એની ચિંતા પણ મને ક્યારેય થઈ નથી.

બચપણમાં કેટલીક શક્તિઓ મનુષ્યમાં હોતી નથી. પાછળથી તે આવે છે. જેનું દુઃખ આપણે ક્યારેય કર્યું નથી અને પ્રસન્નતાથી બચપણુ પૂરું કર્યું તો બુઢાપામાં કેટલીયે શક્તિઓ ક્ષીણ થઈ ગઈ, ઇન્દ્રિયો કામ નથી આપતી, એનું દુઃખ પણ આપણે શા સારુ કરીએ? કોઈ નવલકથા હોય તો તેનો અંત પણ હોવો જ જોઈએ. નવલકથા પૂરી થવા આવી, લેખક પોતાનું કથાનક સમેટવાની તૈયારી કરે છે, એ જોઈને આપણે થોડા જ દુખી કે ચિંતિત થઈએ છીએ? બચપણમાં બચપણના રસોનો આનંદ લીધો, મોટાં થતાં જ બચપણની વાતો બાલિશ કહીને છોડી દીધી, અને પ્રૌઢ ઉમરને લાયક પ્રૌઢ મહત્ત્વાકાંક્ષાઓ અજમાવી. એનો પણ અનુભવ થયો. કેટલીય વાતો નિઃસાર જેવી માલૂમ પડી. કેટલીય વાતોનો અનુભવ મળતાં તૃપ્તિ થઈ અને જીવનની અનુભવસમૃદ્ધિની શાન્તિ ફેલાઈ ગઈ. આ બધી વાતો સંતોષનો જ વિષય છે.

જે પુરુષાર્થ આપણે શરૂ કર્યો, તે જ નવા ઢંગથી અને વિશાળ રૂપમાં અને વિશાળ ફલક પર બીજાઓને ચલાવતાં જોઈને અપાર સંતોષ થાય છે.

જેલનિવાસમાં જે જાતનો આહાર મળ્યો, તે કારણે દાંત જલદી બગડી ગયા. તે પડાવવા પડ્યા. તેની જગ્યાએ દસ્તક દાંત બેસાડ્યા અને કામ ચાલ્યું.

આજકાલના જમાનામાં લગભગ બધાની નજર નજીકની હોય છે. સૌ લોકો કરે છે એમ અમે પણ ચશ્માં પહેર્યાં. કાનની શક્તિ ક્ષીણ થઈ તો સભા–સમિતિઓમાં જવાનું ઓછું કરી દીધું અને શહેરમાં રહેવા છતાં મોટરોના કર્કશ અવાજથી બચી ગયા, એનો આનંદ મળ્યો અને હવે કાનની મદદમાં એક કળિકા આવી છે, તેની સેવા લઉં છું. શરીરની શક્તિ ઓછી થઈ તોપણ હજી યાત્રા મેં છોડી નથી. સેવાનો આનંદ મળે છે, સજ્જનોનો સહવાસ મળે છે, સૃષ્ટિના વિસ્તારમાં ભગવાનનાં દર્શન થાય છે અને શરીર તથા મનની તાજગી કાયમ રહે છે. શરીર ચાલે છે ત્યાં સુધી સફર નહિ છોડું. અને જે ઝડપથી હું સફર કરું છું તેટલી ઝડપથી ન તો બૂઢાપો દોડી શકવાનો કે ન તો મોત પણ આક્રમણ કરી શકવાનું છે. એટલા માટે આત્મવિશ્વાસ થઈ ગયો છે કે ચાલતો રહીશ ત્યાં સુધી શરીર પણ ચાલતું રહેવાનું.

અને જિંદગીમાં એટલું ફર્યો છું, એટલું જોયું છે, એટલું વિચાર્યું છે કે બેસીને એને વાગોળ્યા કરીશ તોપણ પચીસ–પચાસ નીકળી જવાનાં.

અને સૌથી મોટી વાત એ છે કે જે સ્વરાજ્ય માટે જીવવું હતું, તે સ્વરાજ્ય મળી ગયું. હવે દેશમાં દેશનું સ્વર્ગ બનાવવું કે નરક

બનાવવું એ આપણા લોકોના હાથની વાત થઈ. દેશની આજની હાલત જોઈને દુઃખ તો જરૂર થાય છે, પરંતુ મનમાં નિરાશા નથી. હજારો વર્ષની સામાજિક અને સાંસ્કૃતિક ભૂલથાપોની કિંમત ચૂકવવી જ પડશે. પરંતુ આપણે પરાવલંબિતતાથી મુક્ત છીએ, એ લાભ કાંઈ ઓછો નથી.

જે વાતો બૂઢાપાને કારણે મારાથી હવે થઈ શકતી નથી, તેની ચિંતા પણ મેં છોડી દીધી છે. ઠાલા મફતની ચિંતા કરીને આપણું જીવન ક્ષીણ શા સારુ કરીએ? નાનપણ જેટલું આનંદદાયક હતું, જુવાની જેટલી પ્રોત્સાહક હતી, એટલો જ બૂઢાપો શાન્તિદાયક, સંતોષપ્રદ અને ચિંતનાનુકૂળ બન્યો છે. સમસ્ત માનવજાતિ પોતાની જડતા છોડીને પુરુષાર્થી બનવા લાગી છે. જે ભાર આજ સુધી આપણે દૈવને શિરે છોડી દેતા હતા, તે હવે આપણે પોતાના શિર પર લેવા જેટલા પ્રૌઢ, સ્વાવલંબી અને પરાક્રમી બન્યા છીએ; તેમ જ સમસ્ત માનવજાતિમાં પારિવારિકતાનો ઉદય થવાનાં ચિહ્ન દેખાઈ રહ્યાં છે, એ બધું જોવાનો અને અનુભવવા–વિચારવાનો આનંદ પૂરતી માત્રામાં મળી રહ્યો છે, તો બૂઢાપાને કારણે હું લાચાર કેમ થઈ શકું?

અને જેમ સાંજના થાકની સાથે મીઠી અને ગાઢ નિદ્રાનું આશ્વાસન સુખદાયક હોય છે, એ જ રીતે વિવિધતાથી ભરેલા આ જીવનનો યથાસમય અંત આવવાનો જ છે એમ યથાસમય મૃત્યુ–મિત્રનો સાક્ષાત્કાર અવશ્ય થવાનો જ છે, એ આશ્વાસન મારે માટે શ્રેષ્ઠ છે.

એક વખતે કોઈએ મારી વાત સાંભળીને મને પૂછ્યું: "ભગવાને જો તમારું મૃત્યુ છીનવી લીધું અને તમને અજરામર ચિરંજીવી બનાવી દીધા તો તમે શું કરશો?" મેં કહ્યું: "આ જીવનનો અંત થવાનો નથી, એવો ડર જો મનમાં છાઈ ગયો તો હું એટલો ગભરાઈ જઈશ કે એ સંકટથી બચવા માટે હું આત્મહત્યા જ કરીશ. હું તો

માનું છું કે પરમાત્માની અગણિત દેણગીઓમાં સૌથી શ્રેષ્ઠ છે મોત. હું નથી માનતો કે પરમકૃપાળુ પરમાત્મા મરવાના આપણા અધિકારથી આપણને વંચિત કરશે.'

શારીરિક પીડાથી બચવાની કોશિશ હું જરૂર કરું છું શારીરિક અને માનસિક વેદના વધતાં હું બેચેન પણ થઈ જાઉં છું. (હવે એ પણ ઓછું થઈ ગયું છે.) પરંતુ મોતને તો મેં એક મિત્ર જ માન્યું છે પૂર્ણવિરામ ભલે ન હોય, પરંતુ નવા પ્રસ્થાન માટે જરૂરી વિરામ તો એ જ છે.

૨૬

## મૃત્યુ : જીવનસાધનાની પૂર્તિ

જે જીવે છે તેને 'જીવ' કહે છે, અને 'જંતુ' પણ કહે છે. શ્વાસ લેવાનો પ્રાણ જેનામાં છે તેને 'પ્રાણી' કહે છે. જે શરીર ધારણ કરે છે, દેહમાં રહે છે, તેને 'દેહી' કહે છે. અને જેને મરવાનું છે, જે મરણને ટાળી નથી શકતા, તેને 'મર્ત્ય' કહે છે. કેટલા સાચા અને સુંદર શબ્દો છે આ !

સઘળાં પ્રાણીઓને આ શબ્દો લાગુ પડે છે. પરંતુ મનુષ્યમાં એક વિશેષ શક્તિ છે: વિચારની-વિચાર કરવાની, મનન કરવાની. તેથી તેને મનુષ્ય પણ કહે છે. મનુષ્યની આ વિશેષતા છે. ( મનનાત્ મનુષ્યઃ ) વેદોમાં મનન કરનાર-મનુષ્યને 'મતુ' કહ્યો છે. જંતુ-મંતુની આ જોડી સારી જામે છે. કેમ જીવવું, એની ઉપર મનન કરીને મનુષ્યે, જીવનમાં અનેક શાસ્ત્રો રચ્યાં અને પોતાને સારુ જીવનયોગ રચી કાઢ્યો. શ્વાસ લેવાના છે, તો શ્વાસ કેમ લેવા, તે વડે લાભ કેમ ઉઠાવવો, એનું પણ તેણે શાસ્ત્ર બનાવ્યું. એને કહે છે પ્રાણાયામ. હઠયોગ, રાજયોગ, ધ્યાનયોગ આદિમાં પ્રાણાયામનું મહત્ત્વ દર્શાવ્યું છે. મનુષ્ય ખાઈપીને જીવે છે, તેથી આબોહવા કેવી હોય, કયો આહાર સારો છે, ક્યારે ખાવું, કેમ ખાવું, કેટલું ખાવું, તેનું પણ એક મોટું શાસ્ત્ર રચ્યું છે. દેહ ધારણ કરવો છે, તો તે વિષય પરત્વે પણ તરેહ-વાર શાસ્ત્ર તેણે ઘડયાં છે. મનુષ્યે મનન કરીને, પ્રત્યક્ષ પ્રયોગ કરીને

અને પ્રાપ્ત અનુભવનો લાભ ઉઠાવીને, તેની ઉપર ચિંતન ચલાવીને જ્ઞાનનાં કેટલાંય ક્ષેત્રો વિસ્તાર્યાં—વધાર્યાં છે, અને જીવનની સફળતા પ્રાપ્ત કરી છે.

જીવન સાથે મરણ તો આવે છે જ. જેમ વાક્યને અંતે પૂર્ણ-વિરામ, દિવસભરની પ્રવૃત્તિને અંતે ઊંઘ, નાટક સંપૂર્ણ થતાં જ જેમ પડદો, યાત્રા પૂરી થતાં જ જેમ ભગવાનનાં દર્શન તેવી જ રીતે જીવનને અંતે મરણ પામવાનું સદ્ભાગ્ય પ્રાણીમાત્રને માટે રાખવામાં આવ્યું જ છે. આવા અવશ્યંભાવી મરણનું, જીવનને કૃતાર્થ કરનારા દેહાન્ત કે પ્રાણાન્તનું ચિંતન મનુષ્ય ન કરે, મરણનો સ્વીકાર કરવાની અને તેનો વિશેષ લાભ મેળવવાની તરકીબો મનુષ્ય ન વિચારે તો કહેવું પડશે કે તે ઇન્સાન નહિ, હેવાન છે. કોઈએ કહ્યું છે કે મરણ ન હોત તો મનુષ્યને તત્ત્વજ્ઞાનની ભૂખ પણ ન હોત. મરણ એક એવી અદ્ભુત સમસ્યા છે કે તેને કારણે જીવનનો અર્થ કરવાની માણસને ફરજ પડે છે. દુનિયાના સઘળા મનીષીઓએ જીવનનું ચિંતન કરવાનો અને મરણનું રહસ્ય પામવાનો પ્રયત્ન કર્યો છે. મરણ શું છે અને મરણને પેલે પાર શું છે, આ સવાલોના જવાબ ખોળનારા આપણા પૂર્વજોમાં એક જુવાન હતો નચિકેતા. એણે દેવ, માનવ અને દાનવ ત્રણેયનું ચિંતન સાંભળી લીધું પણ તેથી તેને સંતોષ ન થયો. આખરે તે સીધો મરણને ઘેર જ પહોંચી ગયો; અને ત્રણ દિવસની ભૂખહડતાળ કરીને તેણે ખુદ મૃત્યુ કનેથી જ, યમરાજ પાસેથી, એનું રહસ્ય આગ્રહપૂર્વક માગી લીધું. યમરાજે પ્રસન્ન થઈને તેને બધું સમજાવ્યું. તેથી આ પુસ્તક મેં અત્યંત આદર અને નમ્રતાપૂર્વક એ નચિકેતાને જ અર્પણ કર્યું છે.

બાળકોને આપણે કેમ નાહવું, કેમ ખાવું, કેમ સૂવું, કેમ લખવું-વાંચવું, કેમ હિસાબ રાખવા, કેમ પ્રવાસ-પર્યટણ કરવાં વગેરે વિદ્યાઓ શીખવીએ છીએ. પુત્રપુત્રીઓને ઉંમરલાયક થતાં સ્ત્રીપુરુષ

સંબંધ શું છે, લગ્નનો અર્થ શો છે, ગૃહસ્થાશ્રમ કેમ ચલાવવો, એ પણ શીખવીએ છીએ. દિનપ્રતિદિન અનેક વિદ્યાઓ વધતી જાય છે અને મનુષ્ય અધિકાધિક શાણો બનતો જાય છે. કેવળ એક વિષયનું જ્ઞાન આપણે એને નથી કરાવતા, જે જ્ઞાન અત્યંત જરૂરી છે તે છે મૃત્યુ બાબતનું. અગર કોઈ ક્યારેય બીમાર પડયું જ નહિ તો આરોગ્યના શાસ્ત્ર વિના તેનું કામ કદાચ ચાલવાનું, પરંતુ મરણ તો હરેક પ્રાણી માટે છે જ. મરણ ક્યારેય કોઈનું પણ ટળ્યું નથી. મરણની બાબતમાં આજે આપણે લોકોને શું શીખવીએ છીએ ? કશું જ નહિ. હા, મરણથી ડરવાનું અને મરણથી ભાગવાનું આપણે જરૂર શીખવીએ છીએ. પરંતુ પશુપક્ષી, કીડીમંકોડી, બધાં જ, વિના શીખવ્યે મરણથી ડરે છે, મરણથી ભાગે છે અને લાચારીથી મરણને વશ થાય છે.

મનનશીલ મનુષ્યે તેનાથી થોડું વધારે ચિંતન-મનન કરવું જોઈએ. જે લોકોએ મરણના પ્રયોગો કર્યા છે, તેમના અનુભવો પણ સમજવા જોઈએ. આ જાતનું શ્રવણ, મનન અને ચિંતન કરીને આપણે જે કાંઈ પામ્યા, તેનો નાનોશો સંગ્રહ અહીં કર્યો છે. એ તમામ ચિંતનનો સાર આ પુસ્તકની રચનાઓમાં આપ્યો છે. મેં જોયું કે મરણ સાચે જ 'પરમસખા' છે. જીવનને કૃતાર્થ કરવા મરણ આવશ્યક છે. એક દિવસે મરણની વાત સમજાવતી વેળાએ કાંઈક આવેશમાં આવી જઈને મેં કહ્યું હતું : "પ્રાણીમાત્ર માટે ઈશ્વરની જો સૌથી શ્રેષ્ઠ દેણગી હોય, જો કોઈ વરદાન હોય, પરમાત્માની સારામાં સારી કોઈ નિયામત હોય, તો તે મરણ જ છે. ભગવાન આપણી પાસેથી મરણ જ આંચકી લે, તો તેમની સામે સત્યાગ્રહ કરીને હું આત્મહત્યા જ કરું. જો સતત જીવવું હોય તો વચ્ચેવચ્ચે મરણની સગવડ હોવી જ જોઈએ. હિંદી ભાષાના બે શબ્દોના સામ્યનો લાભ ઉઠાવીને મેં કહ્યું હતું : "**मौत हमारा अच्छा से अच्छा मीत है**" (મોત આપણો ઉત્તમમાં ઉત્તમ મિત્ર છે.) એનું આવશ્યક મનન આ નાનીશી પુસ્તિકામાં વાચક પામશે.

સવાલ એ ઊભો થાય છે કે આટલા સારા કલ્યાણકારી મૃત્યુને ભગવાને આટલું દુઃખમય અને ભયાનક કેમ બનાવ્યું ? હું કહીશ કે ભગવાને મૃત્યુને દુઃખમય બનાવ્યું છે ખરું, પરંતુ તેમણે એને ભયાનક નથી બનાવ્યું. ભયાનક તો તેને મનુષ્યે બનાવ્યું છે. મૃત્યુની આ ભયાનકતા દૂર કરવી એ જ આ પુસ્તકની પ્રેરણા છે.

પ્રાણીઓ માટે, અને ખાસ કરીને મનુષ્યને માટે જીવન અને મરણ બન્નેનું મહત્ત્વ એક જ છે. એકના વિના બીજાનો કોઈ જ અર્થ રહેતો નથી. એ જ રીતે સુખ અને દુઃખ પણ મનુષ્યને માટે એક જ મહત્ત્વનાં છે. જીવન માટે બન્ને જરૂરી છે. એકલા સુખમાં જીવન વિકૃત થઈ જવાનું. એકલા દુઃખમાં પણ જીવન અસહ્ય અને વિકૃત થઈ જવાનું.

ગીતા કહે છે : "સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય ત્રણેને સમાન સમજવાં." ગીતાનો આ બોધ મનુષ્ય માટે અત્યંત આવશ્યક અને હિતકર છે.

આ બંનેમાં, સુખ તો કેવળ પોષક છે, દુઃખ બોધક છે. સુખ જીવનરૂપી મહાસાગર પર તરવાનું શીખવે છે, દુઃખ એ મહાસાગરમાં ડૂબકી લગાવીને અંદરથી મહાન તત્ત્વરૂપી મોતી લાવવાની મરજીવા કળા અને હિંમત બક્ષે છે. કોઈ એક મનીષીએ જ્યારે એમ કહ્યું કે "सर्व दुःखं मनीषिणां," ત્યારે તેમણે દુઃખથી ભાગવાનું નહોતું શીખવ્યું. મેં તો માન્યું છે કે સુખ મનુષ્યને છીછરો બનાવી શકે છે, મોહમાં ફસાવી શકે છે. જીવનને સમજવાની બુદ્ધિ અને જીવન જીવવાની હિંમત તો દુઃખમાંથી જ આપણને મળે છે. આથી જ મેં કહ્યું : "दुःखं सत्यं, सुखं माया, दुःखं जन्तोः परं धनम्।" (દુઃખ છે સત્ય, સુખ માયા; દુઃખ એ જંતુનું પરમ ધન છે).

૨૭

## ઉપસંહાર

એક બંગાળી કહેવત છે, મોતથીય આગળ વધીને "તું મરી જા" એવાં વચનોથી વધારે કોઈ ગાળ કે શાપ હોઈ શકે નહિ. માણસ મૃત્યુનું નામ સુદ્ધાં સાંભળવા ઇચ્છતો નથી. રવિબાબુની નવલકથાઓમાં આ કહેવતનો ઉલ્લેખ ક્યાંક ક્યાંક વાંચ્યો છે, પરંતુ રવિબાબુ મૃત્યુને ક્યારેય અશુભ માનતા નહિ. રવિબાબુ ખાસ્સું જીવ્યા. કોઈએ મને પૂછ્યું કે રવિબાબુની દીર્ઘાયુતાનું કારણ શું છે?

કવિની દીર્ઘાયુતાનું કારણ આપવું હોય તો તે વૈજ્ઞાનિક નહિ, કાવ્યમય હોવું જોઈએ. મેં કહ્યું: "રવિબાબુએ પોતાની કવિતા-નિર્મિતિના આરંભથી જ જીવનસંધ્યા અને મૃત્યુ વિશે લખવાનું શરૂ કર્યું. એમનાં ચિંતનાત્મક કાવ્યોમાં મૃત્યુનો ઉલ્લેખ, પરિચય અને સ્વાગત વારંવાર આવે છે. મૃત્યુએ માન્યું કે આખી દુનિયા તો મારો તિરસ્કાર કરતી આવી છે, આ એક કવિ મને જાણનારો છે. મારા વતી મારો સાચો પ્રચાર પણ કરે છે. એને આ દુનિયામાં રહેવા દેવો જ ઠીક છે. મારો પક્ષ પણ લે અને મારો પરિચય પણ કરાવે એવું કોઈ આ દુનિયામાં રહે તો તે ઇષ્ટ જ છે"

અથવા એવું પણ બન્યું હોય કે રવિબાબુને મુખે પોતાનાં સ્તોત્ર સાંભળીને મૃત્યુ મહાશય પ્રસન્ન થયા હશે અને એમને અહીંથી

ઉઠાવી જવાનું એને સઝયું નહિ હોય જ્યાં અતિપરિચય હોય છે ત્યાં અનવધાન હોય જ છે.

હવે જ્યારે મારી ઉંમર થઈ ચૂકી છે, ત્યારે લોકો મને એ જ સવાલ પૂછે છે: "આપની દીર્ઘાયુતાનું કારણ કહો જોઈએ. આજે પણ આપ સતત કર્મશીલ છો, લગાતાર મુસાફરી કરતા રહો છો, લગીર પણ અપ્રસન્ન કે થાકેલા માલૂમ પડતા નથી, એની પાછળ કારણ શું છે?"

પોતાને વિષે કોઈ મોટો દાર્શનિક કે ગંભીર જવાબ આપવો મારે માટે રુચિકર નથી, હું ચિરપ્રવાસી તો છું જ, એનો લાભ લઈને મેં વિનોદમાં કહ્યું: "જવાબ સહેલો છે. મૃત્યુની ચિંતા હું નથી કરતો. હવે એ બન્ને મારી પાછળ પડયાં છે, મને પકડવા ચાહે છે, એક 'બુઢાપો' અને બીજું 'મૃત્યુ'. એ બન્ને ઠીક–ઠીક થાકેલાં છે, પણ પાછળ તો પડેલાં રહે જ છે. મને લેવા કયાંક પહોંચી જાય છે અને લોકોને પૂછે છે કે ફલાણો માણસ અહીં છે? તો લોકો કહે છે: "અરે, હજી કાલ અહીં હતા. ખબર નહિ, અહીંથી કયાં ચાલ્યા ગયા." પૃચ્છા કરીને, મારો સગડ મેળવી લઈને હાંફતા હાંફતા મને લેવા નવા સ્થળે પહોંચી જાય છે. ત્યાંય એમને એ જ અનુભવ થાય છે. લોકો કહે છે: "તમે થોડા જ મોડા પડયા. હજી આ ઘડી સુધી તો અહીં હતા. હવે ખબર નહિ, અહીંથી કયાં ચાલ્યા ગયા!"

જ્યાં સુધી મારી જીવનયાત્રા ઝડપભેર ચાલે છે, ત્યાં સુધી 'બુઢાપો' અને 'મૃત્યુ' મને પામી શકતાં નથી એમાં હું શું કરું! એમને ટાળવાની મારી મુદ્દલ પણ કોશિશ નથી. અને એમને પામવાની પણ ઉત્કંઠા નથી. જૂનાં મિત્રો છે, ક્યારેક મળશે તો જરૂર. જેટલો સમય વધારે જશે, એટલા જ વધારે પ્રેમથી ભેટીશું.

અને ઈશ્વરઈચ્છા હશે તો પછી ક્યારેય જુદા નહિ પડીએ.